આ૦ સર દીનશાહ એદલજી વાછાના દોત્રી બાઇ દીનુ સોરાબજી બાસતાવાળાએ તૈયાર કરેલી "એમેચુઅર વોર કારટુસ" ની ચોપડીના વેચાણથી ઉપજેલા રૂ૪૦૦૦ નીચલાં ખાતાઓમાં વહેંચી આપયા હતાઃ—લેડી વીલીંગડન વોર ફંડમાં રૂ૨૦૦૦, બાઇ ભીખાઇજી બંગાલીની પારસી કનયાશાળામાં રૂ૫૦૦, સર જમશેદજીની સકુલના ભોજન ફંડમાં રૂ૫૦૦, ગરીબ પારસી દીવાનાઓ માટેના શેઠ ન. મા. પીટીટવાળા ફંડમાં રૂ૫૦૦, બેરામજી જીજીભાઇ સકુલના ભોજણ ફંડમાં રૂ૩૦૦ અને ઝોરાસ્ત્રીયન એસોસીએશનનાં ફંડમાં રૂ૨૦૦. એ ઉપરાંત એવણ તરફથી લખાયલાં "હાલની મહાન લડાઇને લગતાં એક ટુંક વૃતાંત"ની ચોપડીના વેચાણથી રૂ૧૫૦૦ નો ચોખો નફો થયો હતો, તે નામદાર લેડી વીલીંગડનને હીંદીવાન સીપાહો માટેની ધી વીલીંગડન ટેકનીકલ સકુલ માટે આપ્યા હતા.

બાઇ ગુલબાઇ રૂશતમજી એદલજી દુબાશે દેવલાલી ખાતેના ડા૦ બાધુરજી સેનેટરીયમમાં રહેતા ગરીબ જરથોસતી બીમારોને દુધ, દવા વગેરે આપવા માટે રૂ૩૦૦૦ ની કીંમતના પોરટ ત્રસટ બાંડો ખાતુ પડાવી બ્યાજ વાપરવા માટે આપ્યા હતા.

મરહુમ બાઈ રૂપાંબાઇ મેરવાનજી બીલીમોરીઆના છોકરાઓ શેઠો ડોસાભાઇ ધનજીનીયર તથા માણેકજી માસતરે રૂ૩૮૦૦ની ૩ા ટકાની નોટ બીલીમોરાની જરથોસતી અંજુમનના ત્રસટીઓને આપી કે એના વયાજમાંથી મરહુમ બાઇ રૂપાંબાઇને નામનો શેહેનશાહી રોજ ૧૫ મો માહા ૨ જાને દીને રાતે દર વરસે જરથોસતી બઈરાં તથા છોકરાંઓનાં ગહમબારનું જમન કરવું.

મરહુમ શેઠ મનચેરજી શાપુરજી ટાટાના ઉઠમણામાં મરહુમનાં ધણીઆણી અને છોકરાઓએ તથા મરહુમના ભાઈ રતનજીનાં ધણીઆણી અને છોકરાઓ વીગેરે તરફથી ભરાયલા રૂ૨૦૦૦ ની ૩ા ટકાની લોન બીલીમોરાની જરથોસતી અંજુમનના ત્રસટીઓને આપી કે એના વયાજમાંથી બીલીમોરાના આદરીઆનમાં મરહુમની બાજ રોજ ૧૫ મો માહા ૧૧ માને દીને પડે તે દીવસે સુખડની માચી એક દર વરસે ચઢાવી બાકીનું વયાજ ગરીબ જરથોસતીઓનાં લાભ માટે વાપરવું.

ખા૦ બા૦ આદરજી મનચેરજી દલાલે રૂ૨૦૦૦ ભરૂચની પારસી પંચાયત હસ્તક ઉઘાડવામાં આવનારી સ્કુલના ફંડમાં આપયા હતા.

બાઇ દીનબાઇ નવરોજજી મેહેમવાળાએ નવસારીના મીનોચેહેર હોમજીવાળા આતશ આદરાનમાં ચાલુ સુખડ તથા એ માચી ચઢાવવા માટે રૂ૧૦૦૦ ની સાડાત્રણ ટકાની લોન આપી હતી, તેમજ એવણના બેટી બાઈ પીરોજબાઇ ન. મહેમવાળાએ નવસારીના નામદાર સર જમશેદજી જીજીભાઇ બેરોનેટના આતશ આદરાનમાં સુખડ અને એક માચી તથા કુવા ઉપર એક ચાલુ ચેરાગ મુકવા માટે રૂ૧૦૦૦ ની સાડાત્રણ ટકાની લોન આપી હતી.

વીકટોરીયા સ્વીમીંગ બાથના માલેકો શેઠો દાદી અને ફરામરોજ સી. ઝોલવાળાએ પોતાના બાથમાં તા૦ ૨૬ અને ૨૭ મી મેના દીવસોએ સ્વીમીંગ એનટરટેનમેંટના કરેલા મેળાવડાની રૂ૧૭૬૭–૧૧ ની થયલી આવક કાંઇબી ખરચ બાદ કીધા વગર ઓમ્બે પ્રેસીડંસી વોર એંડ રીલીફ ફંડની બાનુઓની શાખાના ફંડમાં ભેટ આપી હતી.

મરહુમ બાઇ મેહેરબાઇ પીરોજશાહ મરઝબાન રોજ ૧૫ મો માહા ૧૦ મો કદમી સને ૧૨૮૬ યઝદેજરદીને દીને બેહેસતનશીન થયાં છે, તેમની મહીનાની બાજની યાદમાં મરહુમની પુંજીમાંથી રૂ૫૦૦ તથા માતપીતા તરફથી રૂ૧૦૫૦ મળી રૂ૧૫૫૦ નીચલા ધરમખાતાંઓમાં આપયા હતાઃ—આલબ્લેસ લેપર હોમમાં રૂ૫૦૦, ગરીબ જરથોસતીઓના રહેઠાણ ફંડમાં રૂ૨૦૦, ઝોરાસ્ત્રીયન બીલડીંગ ફંડમાં રૂ૧૦૦, ડા૦ માસીનાની હોસપીટલ, બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હોસપીટલ, ડા૦ પારખની હોસપીટલ, ડા૦ કેરાંવાળાની હોસપીટલ, પારસી સુવાવડખાનું, કોટનું ધરમનું દવાખાનું, બોમબે નેટીવ ડીસપેનસરી, બાઇ શીરીનબાઇ કામા કોનવેલેસંટ હોમ, વીકટોરીયા ઇનસટીટયુશન ફોર ધી બલાઇંડ, બાઇ હમાબાઇ પીટીટ ઓરફનેજ, જ. ન. પીટીટ

આરફનેજ, રાહનુમાએ મજદયસનાન સભા, કદીમી જરથોસતીઓનું ગહમબાર ફંડ, પારસી બેકારી ફંડ, જરથોસતીઓને હુનર ઉદયોગ શીખાડવાનું ફંડ, ચેરીટી ઓરગેનીઝેસન ફંડ અને અંજાણુ મેમોરીયલ ફંડ, એ બધા દરેક ફંડમાં રૂ૫૦ આપયા હતા.

શેઠ હોરમજી ધનજીભાઈ મુલાંએ પોતાના માતાજી સુનાબાઇ તે શેઠ ધનજીભાઇ કા. મુલ્લાના વીધવાના પુણ માટે વલસાડની જરથોસ્તી અંજુમનના ફંડમાં રૂ૧૫૦૦ ની રકમ આપી કે એના વ્યાજમાંથી વલસાડ ખાતે એક ગહમબાર કરવો.

કલકત્તાવાળા શેઠો એદલજી અને મોટાભાઈ ગજદરે મરહુમ શેઠો પેસ્તનજી અને કુંવરજી એદલજી ગજદરના પુણ માટે ગણદેવી ખાતેની સર કા. જે. રેડીમની ગણદેવી હાઇ સ્કુલમાં સાયન્સના ઓપરેટસ ખરીદવા માટે રૂ૧૫૦૦ ની રકમ ભેટ આપી હતી.

શેઠ બાપુજી હોરમજી સકલાટવાલાએ રૂ૫૦૦ અને એવણના ધણીયાણી બાઇ વીરબાઇજીએ રૂ૧૦૦૦ મલી રૂ૧૫૦૦ ની રકમ દેવલાલી અંજુમનના ફંડમાં આપી હતી કે એનું વ્યાજ ચેરાગ કાઠી વગેરે એવા કોઈબી કામમાં વાપરવું.

શેઠ ધનજીભાઇ બમનજીએ રૂ૧૫૦૦ની રકમ માથેરાન ખાતેના શેઠ જાલભાઇ શેઠનાવાલા જીમખાનાને ભેટ આપી હતી કે એમાંથી ટેનીસ કોરટસ સુધારવી તેમજ અહસ્થો માટે ડરેસીંગ રૂમ બાંધવો.

શેઠ શાપુરજી ધનશાહ વખારીઆએ પોતાના છોકરાઓ કેખશરૂ તથા બેરામની નવજોતની ખુશાલીમાં ભરૂચની પારસી પંચાયતને રૂ૧૫૦૦ આપીયા છે કે એ રૂપ્યાનું વ્યાજ ગરીબ પારસી છોકરાઓને વિદયા હુન્નરની કેળવણી આપવાના કામમાં ખરચવું.

કલકતાના જાણીતા વેપારી શેઠ મેરવાનજી નાનાભાઇ મેહતાએ હાંગકાંગની પારસી કલબને એક બીલીયરડ ટેબલ ખરીદવા માટે ૪૭૦ તેલ યાને લગભગ રૂ૧૨૦૦ ની રકમ ભેટ આપી હતી.

શેઠ એફ. એચ. બાઇસે પોતાના મરહુમ પીતા શેઠ હોરમજી અને માતાજી બાઇ પીરોજબાઇની યાદમાં દેવલાલી ખાતેની ડા૦ બહાદુરજીની સેનેટરીયમના ગરીબ દરદીઓને દુધ દવા વગેરે આપવા માટે વ્યાજ વાપરવાની સરતે રૂ૧૦૦૦ ભેટ આપયા હતા.

શેઠ રતનજી ફરદુનજી જીનવાલાએ પોતાના દીકરા ફરદુનજીની શેહાદી થઇ તેની ખુશાલીમાં રૂ૧૦૦૦ ના ૪ ટકાના પોરટ ત્રસટ બોંડ ભરૂચની પારસી પંચાયતને આપયા કે એનું વયાજ સુવાવડખાનાના ફંડમાં વાપરવું.

શેઠ બરજોરજી દાદાભાઇ બી. જીજીભાઇને સુરતની ફ્રીમેસનની ચેપતર બેનેવોલંસના વડા નેમવાથી એવણે એના ચેરીટી ફંડમાં રૂ૫૦૦ અને જનરલ ફંડમાં રૂ૧૦૦, તેમજ મુંબઇની લોડજ બીમનના ચેરાટી ફંડમાં રૂ૫૦૦ આપ્યા હતા.

જરથોસતી બાનુએ દેવલાલી ખાતેના ડા૦ બાહાદુરજી સેનેટરીયમના ફંડમાં રૂ૧૦૦૦ ની રકમ આપી હતી કે એના વયાજમાંથી સેનેટરીયમમાં વસતા ગરીબ દરદીઓને દુધ, દવા વગેરે અપાવવું.

ઉડવાડાવાલા મોબેદ જમશેદજી રૂશતમજી કટીલાએ પોતાના દીકરા ફરામજીની નવજોત તા૦ ૧૮ મી ફેબરવારીએ થઇ તેની ખુશાલીમાં રૂ૧૦૦૦ એવણના મરહુમ બવાના પુણ માટે ઉદવાડા ખાતે મદરેસા સથાપવામાં આવે ત્યારે વયાજમાંથી સકોલરશીપ આપવા માટે આપયા હતા તેટલા એ વયાજમાંથી ઉદવાડાની શેઠ જી. દા. ઇંગ્રેજી સકુળના છોકરાઓને મરહુમ મોબેદ રૂશતમજી કટીલાના નામની સકોલરશીપ આપવા જણાવયુ છે.

બાઇ ખરશેદબાઇ કેખશરૂ સોરાબજી નરીમાને સુરતના કદમી આતશબેહરામમ સુખડ અપાવવાના ખરચ માટે ઉઘાડેલાં ફંડમાં રૂ૫૦૧ ની રકમ આપી હતી.

લાનોલીના રોયલ હોટલના માલેક શેઠ કેખશરૂ ડોશાભાઇ મારકરે લેનોલીની જરથોસ્તી સ્કુલમાં સ્કોલરશીપ આપવા રૂ૧૦૦, નસેસાલાર ફંડમાં રૂ૫૦, વોર ફંડમા રૂ૧૦૦, અને એવણના પીતાજીને નામે લાનોલીમાં ગહંબાર કરવા માટે રૂ૧૦૦ આપ્યા હતા.

નવસારીવાળા શેઠો દાબુ બીરાડરોએ નવસારીમાં સ્ત્રીઓ માટે સથાપવામાં આપનારા ઇંડસ-ટ્રીયલ હોલના ફંડમાં રૂ૫૦૦ આપ્યા હતા.

મરહુમ શેઠ જીજીભાઇ પે. વાસણીઆનાં પુણ માટે એવણના છોકરાઓ શેઠો પીરોજશાજી તથા જમશેદજીએ બીલીમોરાના જરથોસતી અંજુમનના ત્રસટીઓને રૂ૩૧૦ આપ્યા કે અગીઆરીમાં ચાલુ સાલના મુકતાદ માંડવાના ખરચનાં રૂ૧૦ અને રૂ૩૦૦ના વયાજમાંથી દર સાલ બેડું એક મુકતાદમાં માંડવું, તેમજ મરહુમ બાઇ આવાબાઇ જી. વાસણીઆનાં પુણ માટે છોકરાઓ શેઠો પીરોજશાજી તથા જમશેદજીએ રૂ૩૧૦ મુકતાદ માંડવા આપયા કે ચાલુ સાલે મુકતાદ માંડવાના ખરચના રૂ૧૦ અને રૂ૩૦૦ ના વયાજમાંથી દર સાલ બેડું એક માંડવું.

મરહુમ બાઈ મોટીબાઇ સો. વરકીંગબાકશવાલાના પુણ માટે એવણના ધણી શેઠ સોરાબજીએ બીલીમોરાની જરથોસતી અંજુમનના ત્રસટીઓને રૂ૩૧૦ આપયા કે અગીઆરીમાં ચાલુ સાલના મુકતાદ માંડવાના ખરચના રૂ૧૦ અને રૂ૩૦૦ના વયાજમાંથી દર સાલ બેડું એક માંડવું.

મરહુમ બાઈ રતનબાઈ રતનજી વાડીઆનાં પુણ માટે એવણનાં ધણી શેઠ રતનજીએ બીલીમોરાની જરથોસતી અંજુમનના ત્રસટીઓને રૂ૩૧૦ અગીઆરીમાં મુકતાદ માંડવા આપયા કે ચાલુ સાલે મુકતાદ માંડવાના ખરચના રૂ૧૦ અને રૂ૩૦૦ ના વયાજમાંથી દર સાલ બેડું એક માંડવું.

બાઈ દીનબાઇ ફરામજી હીરજીભાઇ ચાઇનાએ બીલીમોરાની જરથોસતી અંજુમનના ત્રસટી-ઓને આ વરસે બીજા વધુ રૂ૨૭૦ આપયા કે એ રૂપયાના તેમજ આગલ આપેલા રૂપયાના વયાજ-માંથી દર વરસે જેમ એક ગહમબારનું બઇરાનું જમણ રાતે કરવામાં આવે છે તેમ કરવું.

શેઠ દોરાબજી રૂસતમજી વાડીઆએ રૂ૩૦૦ બીલીમોરાની જરથોસતી અંજુમનના ત્રસટીઓને આપયા કે એના વયાજમાંથી અગીઆરીમાં દર સાલ એક બેડું મુકતાદમાં માંડવું.

શેઠ ધનજીભાઇ બમનજી કુંવરજીએ વલસાડ ખાતે મરહુમ શેઠ દાદાભાઇ નવરોજીના થયલા ઉઠમણા વખતે રૂ૨૦૦ ની રકમ મરહુમ શેઠ દાદાભાઇના નામની સ્કોલરશીપ અથવા ઇનામ આપવા માટે આપી હતી.

શેઠ ડોશાભાઇ રૂશતમજી ઉમરીગરે સોલાપુરની શેઠ વીકાજી મેરજીવાલી દરેહમેહરમા હમેશ મુજબ આ વરસે માચી, સુખડ, લોબાન, તેલ વગેરે મોકલાવી આપયું હતું જે પાછલ લગભગ રૂ૨૦૦ નો ખરચ એવણને થાય છે.

શેઠો હોરમજી તથા દીનશાહ શાપુરજી મીસ્ત્રી તથા માકાબમનનાએ પોતાના માતાજી કુંવર-બાઇની યાદમાં સુવાલી ગામના ગરીબોમા રૂ૨૨૩ નો અનાજ વેંહચ્યો હતો.

બાઇ ધનમાય કાવશજી સંતોકે પોતાના માતાજી બાઇ દીનબાઇ ખુરશેદજી કોર્હાયારના નામે રૂ૧૫૦ ની કીમતની ફારસી ઝંદ અવસ્તાની ૫૦ ચોપડીઓ ઇરાન ખાતેની જરથોસ્તી છોકરીઓની શાળામાં ભેટ આપી હતી.

શેઠ જમશેદજી દાદાભાઈ સીગણપોરવાળાએ સુરતની ગોપીપુરાની જરથોસ્તી અંજુમનને રૂ૧૩૦ આપ્યા હતા તેમાથી ૩ કીટશન લાઇટ ગોપીપુરામાં સરઅવસરના ખાના વખતે વાપરવા માટે ખરીડવામાં આવી હતી.

શેઠ સોરાબજી બમનજી જીનવાલાએ પોતાના દીકરા બમનજીની નવજોતની ખુશાલીમાં ભરૂચ ખાતેના ફંડોમાં રૂ૧૦૦ આપયા હતા.

જરથોસ્તી સ્કુલ માસતરે રૂ૧૦૦ ની રકમ ગયા ફેબરવારી માસમાં માથેરાનનાં સુપ્રીંટેનડન્ટ લેફ્ટનંટ કરનલ મેરવાનજી પે. ખરેગાત ઉપર મોકલાવી વાજબી લાગે તેમાં આપવા જણાવ્યું હતું.

શેઠ અહમનશાહ ધનજીશાહ નગરવાલાએ અહમદનગરની પલાનટીનની દરેહમેહરના નીભાવ ફંડમાં રૂ૨૫ અને ધનાપટેલ હોલના નીભાવ ફંડમાં રૂ૨૫ આપયા હતા.

શેઠ ફરેદુન દોરાબજી પદમજીએ લડાઇના કામ માટે વાપરવા સારૂ એક મોટર એનજીન સપલાઇ એંડ ટ્રાનસપોરટ કોરના વડા અમલદાર ઉપર ભેટ મોકલાવ્યું હતું.

શેઠ કાવસજી પેસ્તનજી બીલીમોરીયાએ નીશાનબાજીની હરીફાઈ માટે એક રૂપાનું ચેલંજ કપ પુના વાલંટીયર રાઇફલસના એડજ્યુટંટને ભેટ આપયું હતું.

શેઠ ડોશાભાઈ રૂશતમજી ચોકસીએ પોતાના મરહુમ ધણીયાણી બાઇ આવાબાઇના પુણ માટે સુરતની ભગરસાથ અંજુમનની આરામગાહની જગાપર સઘડીમાં આતશ રોશન રાખવા માટે એક ચીનાઇ આફરગાન્યુ ભેટ આપયું હતું.

બાઇ રતનબાઇ મેરવાનજી ખરેઘાટે માથેરાન ખાતે આરામગાહની જગા ઉપર રવાનને લઇ જવા માટે એક એલ્યુમીનમની ગાડી માથેરાનની આરામગાહની કારોબાર મંડલીને ભેટ આપી છે. આ ગાડી સાથે એલ્યુમીનમની હલકી ઘેઆન બી બનાવી છે કે સેહલાઈથી લઈ જવામાં આવે.

મઉવાળા ખા૦ બા૦ રતનજી બેજનજી પારખે ઇંડોરની જરથોસ્તી અંજુમનના વપરાસ માટે રવાનોને અવલમંજલ પુગાડવા સારૂ નવી એલ્યુમીનમની ગાડી ભેટ આપી હતી.

ભરૂચના રહીશ શેઠ રૂશતમજી હોરમજી વખારીયાએ સંજાન ખાતે મીઠાં પાણીનો કુવો બંધાવી આપયો હતો.

મરહુમ શેઠ નવરોજી માણેકજી વાહાડયા, સી. આઈ. ઇ. પોતા પાછલ ગંજાવર દોલત ત્રસ્ટીઓને સોપી ગયા છે, જેઓ દર વરસે લગભગ ત્રણથી સાડાત્રણ લાખ રૂપયાની નાદર રકમ જુદાં જુદાં ધરમખાતાંઓ, ફંડો વગેરેમાં આપયા જાય છે. આ વરસે મરહુમ શેઠ ન. મા. વાહાડયા ચેરીટી ફંડના ત્રસટી સાહેબોએ કરેલી મદદની કેટલાંક વીગત નીચે મુજબ છેઃ—મુંબઈની સીડનહેમ કાલેજ ઓફ કોમરસ એંડ ઇકોનોમીકસમાં આપવા કહેલા રૂ૧૨૦૦૦૦ ના ત્રીજા હપતાના આપ્યા રૂ૨૦૦૦૦, સેવા સદનને રૂ૫૦૦૦, જયારે ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટને રૂ૭૫૦૦૦ ની રકમ આપવા જણાવયું છે.

ગ્રાંટરોડ ખાતેની શેઠ શોરાબજી હોરમજી રાનજીની દરેહમેહરમાં હોલ બાંધવાનાં ફંડમાં ભરાયલા રૂ૩૫૨૧ માની મુખ્ય રકમોઃ—સર શાપુરજી બરજોરજી ભરૂચા રૂ૧૦૦૦, મરહુમ શેઠ ફરામજી હીરજીભાઇ વાણ્યાનાં ઉઠમણાંમાં શેઠો માનેકજી પાલનજીની કંપનીએ ભરેલા રૂ૫૦૧, શેઠો. મેહેરવાંનજી નવરોજી ગોબાઇની કં. રૂ૨૫૨, જરથોસ્તી રૂ૧૦૧, મરહુમ શેઠ બીમજીભાઇ ફરામજી કાવારાનાનાં પુણ માટે શેઠો ધનજીભાઇ તથા ફરામજી લી. કાવારાંનાએ રૂ૧૦૧, શેઠ ધનજીશાહ ખ મહેતા ૧૫૧, મરહુમ બાવાજી શાપુરજી રૂશતમજી કકરીયાનાં પુણ માટે શેઠ જાહાંગીરજી શા. કકરીયા રૂ૫૧, ઇરાંની તરફથી રૂ૫૧, મરહુમ બાઈ ધનજીશાહ જીજીભાઇ ડાકટરનાં પુણ માટે શેઠો દી. જીજીભાઇની કંપનીએ રૂ૫૧, એમ. પી બારીયા રૂ૫૧, મરહુમ શેઠ કાવસજી જમશેદજી માંખણીયાના પુણ માટે બાવાએ રૂ૫૧, શેઠ રૂશતમજી એદલજી મોદી રૂ૫૧ અને શેઠ માનેકજી પેસ્તનજી ભરૂચા રૂ૫૦.

કોટની મરહુમ શેઠ બનાજી લીમજીની પુરાતન દરેમેહેરને લગતાં ફંડામાં ભરાયલા રૂ૨૫૨૩ માની મુખ્ય રકમોઃ—બનાજી કુટુંબના નબીરાએ નીભાવ ફંડમાં વયાજ વાપરવા રૂ૧૦૦૦, મરહુમ શેઠ મનચેરજી પેસતનજી બનાજીની બાજ કરવા એઓના ભાઇ બેહેને રૂ૬૦૦, મરહુમ શેઠ પીરોજશાહ ધનજીભાઇ બનાજીની બાજ કરવા વીધવા સુનાબાઇએ રૂ૫૦૦, જરથોસ્તી રૂ૨૪૦, શેઠ દાદાભાઈ નવરોજી દાવર રૂ૭૨, શેઠ હીરજીભાઇ માણેકજી ઇજનેર રૂ૬૨. જરથોસ્તી રૂ૬૦, શેઠ હીરજીભાઇ બમનજી વારડીન રૂ૫૦ અને મરહુમ ડા૦ દાદાભાઇ પે. બનાજીના પુણ માટે વીધવા માણેકબાઇએ રૂ૫૦.

સકકર ખાતેના આતશ દાદગાહના ફંડમાં તા૦ ૩૧ મી આગસ્ટ સુધી ભરાયલા રૂ૮૬૧૬-૯-૬ માની મુખ્ય રકમોઃ—જરથોસ્તી રૂ૫૦, બનામે ઓહદા રૂ ૫૧, શેઠ ખુજેસતા ખરશેદજી સીરવઇ

રૂ૧૧૧, શેઠો મેરવાનજી નવરોજી ગોભાઇની કં. રૂ૫૧, શેઠ બેરામજી કરંજીયા રૂ૭૫, શેઠ હોરમજી શેહેરયાર ઇરાની રૂ૫૧, મરહુમ શેઠો દીનશાહજી અને ફ્રામજી બીખાજી ખાનના પુણ માટે રૂ૫૧, શેઠ નશરવાનજી ખરશેદજી મજાઇના રૂ૫૧, માતાજીની યાદમાં રૂ૫૦, મારા ગુજર પામેલાં વાહા-લાંઓની યાદમાં રૂ૫૦, બાઈ પીરોજબાઇ ફકીરજી ચાઇનાએ મરહુમ શેઠ ફકીરજી ના. ચાઇનાની યાદમાં રૂ૫૧, અને મરહુમ દીકરી આઇમાય માણેકજી વલસાડાની યાદમાં રૂ૫૧, શેઠ કાવશજી બેજનજી મેહતા રૂ૫૦, મરહુમ શેઠ ખુદાદાદ રૂશતમની કં. રૂ૧૦૧, શેઠ એચ. જે રૂશતમજીનાં છોકરાંઓ રૂ૫૦, ખા૦ બા૦ નશરવાનજી રૂશતમજી મેહતા રૂ૫૧, શેઠ એદલજી અસપંદીયારજી દુબાશ રૂ૫૧, શેઠ નાદરશાહ એદલજી દીનશાહે દાદગાહના મકાનમાં રીપેર કરવા રૂ૫૦૦ અને રૂ૫૦૦૦ નું વ્યાજ રૂ૨૦૦, શેઠ કાવશજી હોરમજી મારકરે આતશ દાદગાહને ઇજવાના ખરચ માટે રૂ૫૦૦, ખા૦ સા૦ કેખશરૂ મ. કલબવાળા રૂ૬૦, શેઠ નોશીરવાન ગુસતાસ્પ રૂ૫૧, શેઠ પેશતનજી રૂશતમજી મેહતા રૂ૫૧, શેઠ પીરોશાહ મેરવાનજી ગોળવાલા રૂ૭૫, શેઠો ખ. જ. સોપારીવાળાની કં. રૂ૭૫, બાઈ જરબાઈ પી. ગોળવાળા અને શેઠ પીરોશાહ મે. ગોળવાળાએ મરહુમ બાઈ આઇમાય મા. ભરૂચાના ઉઠમણામાં ભરેલા રૂ૫૦, શેઠ અરદેશર હોરમજી મામા રૂ૨૦૦, જરથોસ્તી રૂ૫૦, શેઠ બેરામજી ફ્રામજી કેનતીનવાળા રૂ૧૫૦, શેઠ એદલજી દાદાભાઇ ધાતીગરા રૂ૧૦૦, મરહુમ શેઠ પેસતનજી ડોશાભાઈ રૂશતમફ્રામના પુણ માટે દીકરા પીરોશાહે રૂ૫૦, મરહુમ દીકરા કાવશાહ તથા મેહરજીભાઇના પુણ માટે ખા૦ સા૦ જહાંગીરજી ડોશાભાઈ ગયારાએ રૂ૧૫૧, શેઠ નરીમાન દીનશાહ હોમયાર રૂ૫૧, જોહાનસબરગના જરથોસ્તીઓએ ભરેલા પાઉંડ ૧૦ ના રૂ૧૫૦, શેઠ શાવકશાહ પીરોશાહ સેગુ રૂ૫૦, શેઠ નાદરશાહ રૂશતમજી મેહતા રૂ૧૦૦, જરથોસ્તી રૂ૧૦૧, શેઠ કાવશજી એચ. જે. રૂશતમજી રૂ૬૦, શેઠ માણેકજી મનચેરજી ભરૂચાએ મરહુમ બાઇ આઇમાય મા. ભરૂચાના ઉઠમણામાં ભરેલા રૂ૫૧, શેઠ મેરવાન ઇરાનીવાળી પરશીયન એમેચયુઅર કંપનીએ તા૦ ૧૭ મી એપ્રીલે કરેલા ખેલની આવક રૂ૪૭૫-૮, શેઠ અરદેશર હોરમજી દોઢી રૂ૫૧, શેઠ નશરવાનજી સોરાબજી ગજ્જરે રૂ૧૦૦ ની લોન, શેઠ દીનશાહ બેરામજી મેહતા રૂ૧૦૧, શેઠ રૂશ-તમજી નશરવાનજી રૂશતમફ્રામના રૂ૧૦૧, આખા વરસના વ્યાજના રૂ૬૬૧-૧૪-૬ અને સકર તથા બહારગામના માસીક લવાજમના રૂ૪૭૨. એ ઉપરાંત શેઠ પીરોશાહ રૂ. ડરાઇવરે દાદગાહનું જરમન સીલવરનું પાતરૂ અને તેને લગતો સામાન રૂ૮૦૦નો, મરહુમ શેઠ માણેકજી સો. પાઉંવાળાના છોકરાઓએ જરમન સીલવરનો સામાન, સેતરંજીઓ તથા મારબલનો પથર વીગેરે રૂ૬૦૦નો, બાઈ સુનાબાઈ મ. ભરૂચાએ જરમન સીલવર, ત્રાંબાના વાસણો ને અફરગાનીઆનો સેટ રૂ૧૫૦ નો, અને બીજા બાનુઓ તથા ગ્રહસ્થો તરફથી વાસણો, ઘડીયાલો વગેરે બીજી ઘણી ચીજો ભેટ મલી હતી.

દવીએરની દરેહમેહેરના નીભાવ ફંડમાં ભરાયલા રૂ૨૫૯૬ માની મુખ્ય રકમો:-મરહુમ શેઠ ફ્રામજી કા. મારકરના ધરમખાતામાંથી ત્રસટીઓએ રૂ૨૫૦, જરથોસ્તી રૂ૧૦૧, મરહુમ શેઠ હોરમસજી આદરજીના પુણ માટે શેઠ ધનજીશાહ ફ્રામજી કંત્રાક્ટરે રૂ૧૦૧, મરહુમ બાવાજી જમશેદજી દા. સરોડાવાળા તથા મરહુમ માતાજી રૂડીબાઇનાં પુણ માટે બાઈ મેહેરબાઇ ન. સરોડાવાળાએ રૂ૧૦૧, જરથોસ્તી બાનું રૂ૧૦૦, શેઠ માણેકજી બીમજીભાઇ રાંદેલીયા તથા બાઇ કુંવરબાઇ મા. રાંદેલીયા રૂ૫૦, મરહુમ શેઠ જેહાંગીરજી મેરવાનજી શેઠનાના પુણ માટે માસી મેરબાઈ અ. શેઠનાએ મરહુમના ઉઠમણામાં ભરેલા રૂ૨૦૦, શેઠ સોરાબજી દાદાભાઇ પાવરી રૂ૧૦૧, શેઠ એદલજી નશરવાનજી આંટીયા રૂ૧૦૧, મરહુમ શેઠ સોરાબજી ઉકરજી ઉમરીગરના પુણ માટે છોકરાઓએ રૂ૫૧, શેઠ હોરમજ શેહેરયાર ઈરાની રૂ૫૧, શેઠ નાનાભાઈ નશરવાનજી ભરૂચા રૂ૫૧, મરહુમ શેઠ દાદાભાઇ ધનજીબાઇ ચમારબાગવાલાના પુણ માટે શેઠ મેરવાનજી દાદાભાઇએ રૂ૫૧, શેઠો ધનજીભાઈ, કુંવરજી અને રૂસતમજી ગાલાલવાડીના કુપર સાહેબો તરફથી રૂ૫૧, મરહુમ બાઇ જરબાઇ રૂ. ચીનાઈની યાદમા માતાજીએ રૂ૧૫ તથા મામાએ રૂ૩૫ મળી રૂ૫૦, જરથોસ્તી

બાનુએ મરણ પામેલાંઓની યાદમાં રૂ૧૨૫, શેઠ દીનશાહ કુંવરજી પંડોલ રૂ૫૧, મરહુમ શેઠ પાલનજી પીરોશાહ પટેલના પુણ્ માટે રૂ૧૫૧, શેઠો ડોશાભાઇ માણેકજી મે. બીલીમોરીયા રૂ૧૦૦૦ અને મરહુમ શેઠ સોરાબજી ફરામજી ગજદરના ઉઠમણામાં ભરાયલી રકમમાંથી રૂ૫૦. આ ફંડમાં બધા મલી કુલે રૂ૮૧૭૬ ભરાયા છે. એ ઉપરાંત બાઇ ધનબાઇજી પેસતનજી હકીમજીએ રૂ૫૦૦૦ ના પોરટ ત્રસટ બોન્ડો આપયા હતા.

લાહોરની બાઇ આવાબાઇ અ. કુપર દરેહમહેરના નીભાવ ફંડમાં ભરાયલા રૂ૨૩૫૨ માની મુખ્ય રકમો :—શેઠ બમનજી ડોશાભાઈ આલબલેસે મરહુમ શેઠ હીરજીભાઇ દા. આલબલેશના ઉઠમણામાં ભરેલામાંથી વ્યાજ વાપરવા રૂ૩૦૦, શેઠ ફરામજી મેહેરવાનજી મુકાદમે મરહુમ પીતાજી તથા માતાજીની નઇયતે વ્યાજ વાપરવા રૂ૫૦૧, શેઠ જાહાંગીર રૂ. ડાજીએ મરહુમ શેઠ એદલજી કાવશજી જશાવાલાની નઇયતે રૂ૫૧, શેઠ હોરમજી માણેકજી ધાતીગરા રૂ૫૧, શેઠ બમનશાહ હોરમજી મીનોચેહરહોમજી રૂ૫૧, શેઠ ફરદુનજી બેજનજીએ મરહુમ શેઠ પેશતનજી દા. શેકારીની નઇયતે રૂ૧૦૧ અને શેઠ સોરાબજી એદલજી માદને મરહુમ દીકરા જામાસ્પજીની યાદમાં રૂ૧૦૦૦.

સુરત ખાતેના નાનપરાની હીરામલીદાના મોહલાની જુની દરેહમેહેરને નવેસરથી બાંધવા ઉઘાડેલાં ફંડમાં ભરાયલા રૂ૩૧૦ માની મુખ્ય રકમો:—શેઠ જામાસજી રતનજી મીસ્ત્રી રૂ૧૦૧, શેઠ પાલનજી શાપુરજી મીસ્ત્રી રૂ૫૧, શેઠ પીરોજશાહ પા. મીસ્ત્રી રૂ૨૫, શેઠ શાપુરજી પા. મીસ્ત્રી રૂ૨૫, શેઠો મહેરવાનજી નવરોજી ગોભાઇની કં. રૂ૨૫, શેઠો સોરાબજી ડોસાભાઇની કં. રૂ૨૫ અને શેઠ નરીમાન માણેકજી પોહોવાળા રૂ૨૫.

તારાપોરની જરથોસ્તી અંજુમનની દરેહમેહરમાં યોજદાથરેગરનું કામ કરનારા મોબેદોના પગાર ફંડમાં ભરાયલા રૂ૧૫૦૧ માની મુખ્ય રકમો:—શેઠ ફરદુનજી કુંવરજી તારાપોરવાલા રૂ૧૦૦, શેઠ વીકાજી અરદેશર તારાપોરવાલા રૂ૫૧, મરહુમ શેઠ શાવકશાહ કુંવરજી તારાપોરવાલાના પુણ માટે રૂ૫૦, મરહુમ બેહેન જરબાઇ પે. સબાવાલા તે મરહુમ શેઠ અરદેશર દો. તારાપોરવાલાની બેટીના પુણ માટે રૂ૫૦, મરહુમ શેઠ ફરદુનજી માણેકજી લાલકાકાના પુણ માટે રૂ૫૦, મરહુમ બાઇ હીરાંબાઇ પાલનજી ફરદુનજીના પુણ સાર મરહુમના બાવા બેહેરામજી બેહલીકાકાએ રૂ૪૦૧, મરહુમ શેઠ બેહેરામશાહ અરદેશરના પુણ માટે દીકરા જેહાંગીરે રૂ૫૧ અને શેઠ બમનજી પે. બેહલીકાકા રૂ૧૮૫.

આબુ રોડ ખાતે એક દરેહમેહર તથા દસ્તુરજીનાં રહેવાના મકાન બાંધવા માટે ઉઘાડેલા ફંડમાં ભરાયલા રૂ૧૦૭૦૨ માની મુખ્ય રકમો:—શેઠ શેરાબશાહ મોટાભાઇ કનટરાકટરે મકાન બાંધવા માટે રૂ૫૦૦૦, ખા૦ બા૦ ફરામજી નસરવાનજી સંતોક રૂ૫૦૦, શેઠ હોરમજી ફરામજી મસાલાવાલા રૂ૩૦૦, શેઠ કાવસશાહ હોરમજી જાલ રૂ૧૦૧, શેઠ અરદેશર રૂસતમજી કુપર રૂ૧૦૧, શેઠ મહેરવાન મા. ખંબાતા રૂ૫૧, શેઠ સોરાબજી હોરમજી મરચંટના દીકરાઓએ કુવો બંધાવી આપયો તેના રૂ૪૦૦, શેઠ ફરામરોજ હોરમજી સતારાવાલા રૂ૫૧, શેઠ બમનજી પેસ્તનજી ગારડ રૂ૭૫, શેઠ અરદેસર પેસતનજી જાલ રૂ૧૫૧, શેઠ પેસતનજી મેરવાનજી કરનજીઆ રૂ૫૦, શેઠ કામા ફંડના ટરસ્ટીઓ રૂ૧૫૦, શેઠ અરદેશર શાપુરજી પાંડેએ ફરનીચર માટે રૂ૨૫૦, શેઠ જાહાંગીર પીઅરસન રૂ૫૧, શેઠ બેરામ ખોદાદાદ ઇરાની રૂ૫૦ અને શેઠ પીરોજશા રૂસતમજી ભાયા રૂ૧૦૧; શેઠ રૂસતમજી ડો. ઉમરીગર મારફતે નીચલી રકમો ભરાઇ હતી:—શેઠ રૂસતમજી ડાશાભાઇ ઉમરીગરે ૩॥ ટકાની રૂ૫૦૧ ના લોન, બાઈ આલુમાય રૂ. ઉમરીગરે ૩॥ ટકાની રૂ૧૦૧ ની લોન, શેઠ કાવશજી દીનશાહ અને ભાઈઓ રૂ૧૫૦, ખા૦ સા૦ રતનજી જમશેદજી દુબાશ રૂ૧૦૧, શેઠો મહેરવાનજી નવરોજી ગોભાઇની કં. રૂ૧૦૧, શેઠો રૂસતમજી તથા નશરવાનજી ન. બોઇસ રૂ૧૦૧, શેઠ ડોશાભાઇ મેરવાનજી અનજીનીઅર રૂ૧૦૧, બાઇ પુતલીબાઇ શેરાબશાહ કનટરાકટર રૂ૧૦૧, શેઠો કુંવરજી તથા બેહેરામજી એદલજી ઉમરીગરના કં. રૂ૫૧, શેઠો ડી. આર. ઉમરીગર સનસની

કં. રૂ૫૧, શેઠો અરદેશર તથા દારાબશા બમનજી દુબાશ રૂ૫૧, મરહુમ શેઠ દીનશાજી તથા ફરામજી ભીખાજી ખાનના પુણ્ય માટે રૂ૫૧, શેઠ અરદેશર સાપુરજી પાંડે રૂ૫૧, શેઠ ધનજીભાઇ ફરામજી રૂ૫૧, શેઠ જાહાંગીર બમનજી પીટીટ રૂ૫૦, શેઠ દીનશાહ દોરાબજી કાંગા રૂ૫૦, શેઠ ખુદાદાદ રૂસતમ ઇરાનીના દીકરાઓ રૂ૫૧, શેઠ બહેરામજી રૂસતમજી ઇરાની રૂ૫૧, શેઠ બમનજી નવરોજી ખંબાતા રૂ૫૧ અને રૂ૫૦ ની અંદરની રકમોના રૂ૯૫૯.

ઇરાનમાં આવેલા તેહરાન શેહરમાં બાંધવામાં આવેલી દરેહમેહરના બીલડીંગ ફંડમાં ભરાયલા રૂ૨૭૦ માની મુખ્ય રકમોઃ—મરહુમ શેઠ ખરશેદજી મે. બાલીવાલાની નઇયતે રૂ૫૧, શેઠ મેરવાનજી દાદાભાઇ રૂ૩૩, મોબેદ રસીદ રૂ૩૩ અને બાઈ સુનાબાઇ હીરજીભાઇ પટેલ રૂ૧૦૧. આ ફંડમાં બધા મલી કુલ્લે રૂ૧૮૧૯૩ ભરાયા છે. નીભાવ ફંડમાં ભરાયલા રૂ૩૪૧૩ માની મુખ્ય રકમોઃ—બાઇ ગુલબાઇ માણેકજી ડાકટર રૂ૧૦૦૪, બાઇ મે. દો. વાચ્છા રૂ૫૧, શેઠ મનચેરશાહ ફ. ખાન રૂ૩૫૦, શેઠ મેહરજી બમનજી કાસીનાથ રૂ૧૦૦, શેઠ ન. મા. વાડયાજીના ત્રસટીઓ રૂ૧૫૦૦, શેઠ જમશેદજી ભીખાજી પંથકી રૂ૧૦૦, શેઠ ખરશેદજી ભાવનગરી રૂ૧૦૦ અને શેઠ ઉકરજી બમનજી કાશીનાથ રૂ૯૦. આ ફંડમાં બધા મલી કુલ્લે રૂ૫૭૯૮ ભરાયા છે.

સીકંદરાબાદ ખાતેની જાણીતા મરહુમ શેઠો વીકાજી અને પેશતનજી મહેરજીની દરેમહેરને લગતે મુકદમો કે જેમા ડા૦ કેખશરૂ જીવનજી અને બીજાઓએ ત્યાના દસ્તુરજી ખોરશેદજી બેહેરામજી જામાસપઆસાનાને દરેહમેહેરમાં કામ કારોબાર કરતાં અટકાવી ત્યાંથી ખસેડવા, અને અગીયારી પોતાની માલેકી અને કારોબારીપણા હેઠળ મેળવવા ત્યાંની સીવીલ જજની કોરટમાં આશરે ત્રણ વરસ ઉપર માંડયો હતો, તેની તપાસ ચાલવા પછી વાદી ડા૦ કેખશરૂની તરફેણમાં ચુકાદો આવવાથી દસ્તુરજી ખોરશેદજીએ ત્યાંની રેસીડંટની કોરટમાં અપીલ નોધાવી હતી, તે કેસ કેટલીક વખત ચાલ્યા પછી તેની સુનાવણી તા૦ ૧૧ મી એપ્રેલ ૧૯૧૭ ને દીને ઠરાવવામાં આવી હતી, એ વખતે બેઉ પક્ષકારો વચે ચોકસ શરતોએ સમજુતીની ડીક્રી થઇ હતી, જેથી આ મુકદમાનું સેવટ આવ્યુ છે.

ધી બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હાસપીટલનાં ફંડમાં ભરાયલા ગયા વરસના ઇંતેખાબમાં છપાયલા રૂ૨૮૮૪૨૪૬-૧૪-૮ પછી આ વરસમાં એ ફંડમાં બીજા વધુ રૂ૪૩૦૪૨ ભરાયા હતા, તે મલી કુલ્લે રૂ૨૯૨૭૨૮૮ નું ફંડ થયું છે તેમાં આ વરસમાં ભરાયલી નીચલી મુખ્ય રકમોઃ—લેડી દોરાબ જે. તાતા રૂ૫૦૦, શેઠ કાવશજી દાદાભાઇ દુબાસ અને બાળકો રૂ૩૫૦, મરહુમ ખા૦ સા૦ રતનજી ધનજીભાઈ સરવેયરના કુટુંબીઓએ ઉઠમણામાં ભરેલા એનડાઉમેંટ ફંડમાં રૂ૨૦૦, મરહુમ બાઇ માણેકબાઇ સોરાબજી મોદીના એકઝીકયુટર તરફથી મરહુમના ઉઠમણામાં મરનારની પુંજીમાંથી ભરેલાં રૂ૧૦૦, શેઠ હોરમજી માણેકજી મેહેતાએ મરહુમ માતાજી આંવાબાઇની યાદમાં બીછાનું સ્થાપવા રૂ૫૦૦૦, મરહુમ શેઠ મનચેરશાહ દોરાબજીની યાદમાં રૂ૧૦૦, ખા૦ સા૦ રતનજી જમશેદજી દુબાશ રૂ૨૨૫૦, શેઠો જે. એન. કાપડીયાની કં. રૂ૧૦૧, બાઇ માણેકબાઇ શાપુરજી સો. કપાવાલાના ચેરીટી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ રૂ૧૯૯૭, મરહુમ શેઠ પી. એમ. કાકાના ચેરીટી ફંડોના ટરસ્ટીઓ રૂ૧૦૦૦, શેઠ એફ. ઇ. દીનશાહ રૂ૩૦૦, શેઠ હોરમજી નવરોજી રૂ૩૦૦, શેઠ પાલનજી સોરાબજી જોશી રૂ૧૧૦૦, મરહુમ શેઠ નાનાભાઈ હોરમજી બનાજીની યાદમાં રૂ૧૦૦, મરહુમ શેઠ ફરામજી બમનજી શેઠ અને ધણીઆણી બીખાઇજીની યાદમાં રૂ૧૦૦, મરહુમ શેઠ મનચેરજી ના. બનાજીની યાદમાં રૂ૪૦૦, શેઠ નાનાભાઈ દીનશાહ દીવેચાએ મરહુમ બાઇ માણેકબાઇ દીવેચાની યાદમાં રૂ૧૦૧, મરહુમ શેઠ ફરામજી કા. કુપરના ઉઠમણામાં ભરાયલા એનડાઉમેંટ ફંડમાં રૂ૧૦૦૧, મરહુમ બાઇ રૂપાબાઈ મે. બીલીમોરીયા અને બાઇ સુનાબાઇ મા. બીલીમોરીયાના ઉઠમણામાં ભરાયલામાંથી એનડાઉમેંટ ફંડમાં શેઠો ડોસાભાઇ મે. બીલીમોરીયા, એનજીનીયર અને માણેકજી મે. બીલીમોરીયા, માસતર તરફથી રૂ૫૦૦, મરહુમ બાઇ જાઇજી ખ. ભામાના ઉઠમણામાં મરહુમ બાઇ પીરોજબાઇ નવરોજજી સાહેરની એસટેટમાંથી ભરેલા રૂ૨૦૦, મરહુમ શેઠ બહમનજી દીન

શાહ પીટીટના એક વખાણનાર D. P. M. તરફથી એનડાઉમેંટ ફંડમાં રૂ૧૨૫, શેઠ કુવરજી હોરાબજી કરંજીયા અને ધણીઆણી આવાંબાઇએ એનડાઉમેંટ ફંડમાં રૂ૧૦૦૦, શેઠો સોરાબજી પેસતનજી એંડ કં. રૂ૧૦૦૦, શેઠો બાટલીવાળા એંડ કરાણી રૂ૪૫૦. શેઠ મેરવાનજી મનચેરજી કામા રૂ૧૮૦, બાઇ આઇમાય મેરવાનજી કામા રૂ૧૨૦, શેઠ રૂશતમજી ફકીરજી દમણીયા તરફથી મરહુમ બાઇ સુનાબાઇ રૂશતમજી દમણીયાના ઉઠમણામાં ભરાયલા રૂ૮૦૦, શેઠ વાહાડયાના આતશબેહરામમાં મુકેલી પેટીમાંથી રૂ૨૦૦, ડુંગરવાડી ઉપર મુકેલી પેટીમાંથી રૂ૧૨૫, મરહુમ શેઠ મેરવાનજી રૂશતમજી જોશીના સગાઓ અને બાળકો રૂ૧૦૧, શેઠ હોરમજી દીનશાહ ગાંધી રૂ૧૨૦, બાઇ મીઠીબાઇ અ. તારાપોરવાળા અને શેઠો વીકાજી જાલેજર તથા બેજન અ. તારાપોરવાળાએ મરહુમ શેઠ અ. દો. તારાપોરવાળાની યાદમાં એંડાઉમેંટ ફંડમાં રૂ૨૫૦૦, શેઠ નવરોજી પેસતનજી કંટ્રાકટર તથા નારગામવાલાએ મરહુમ ધણીયાણી ડોશીબાઇની યાદમાં એંડાઉમેંટ ફંડમાં રૂ૫૦૦, શેઠ અરદેશર બમનજી દુબાશ રૂ૨૩૦, શેઠ રૂસતમજી એમ. હીરજી રેડીમનીએ માતાજી દીનબાઇની યાદમાં બીછાનું સ્થાપવા માટે રૂ૬૦૦૦, શેઠ પેસતનજી નવરોજી કાપડયાએ ધણીયાણી રતનબાઇની યાદમાં બીછાનું સ્થાપવા માટે રૂ૫૦૦૦, શેઠ હોરમસજી એદલજી ઓલબલેશે ધણીયાણી મેરબાઇના ઉઠમણામાં પોતે ભરેલામાથી રૂ૫૦૦, બાઇ પીરોજબાઇ એદલજી મોદીએ મમાઇ મેરબાઇના ઉઠમણામાં ભરેલામાંથી રૂ૫૦૦, શેઠ ફરામજી જમશેદજી કયોકે ધણીયાણી આઇમાયના ઉઠમણામાં ભરેલા રૂ૧૦૦, શેઠ જેહાંગીર એચ. વકીલ રૂ૧૨૫ અને બાઇ ખરશેદબાઇ હોરમસજી ઓલબલેસે માતાજી મેહરબાઈની યાદમાં રૂ૧૦૦.

ડા૦ માસીનાની હાસપીટલના ચાલુ ખરચના ફંડમાં ભરાયલા રૂ૩૦૯૦૯ માની મુખ્ય રકમો:- ગુજરેલાં વહાલાંઓ તેમજ કુલ ફરોહરોની યાદમાં અરદેશર તથા કેટાયુન એનજીનીયરે રૂ૧૦૦, મરહુમ બાઇ શીરીનબાઇની યાદમાં જરથોસતીએ રૂ૧૦૦૦, શેઠ અરદેશર શાપુરજી નાળીયેરવાળા રૂ૧૦૧, બાઇ હીરાંબાઇ જમશેદજી પીટીટ રૂ૨૦૦, જરથોસ્તી રૂ૨૦૦, જર, દોલી તરફથી રૂ૩૦૦, બાઇ માણેકબાઇ સો. મોદીની પુંજીમાંથી એવણના ઉઠમણામા ભરેલા એકજીકયુટર તરફથી રૂ૧૦૦, અશો રવાનોની નૈયતે રૂ૧૦૧, મરહુમ શેઠ રતનજી જમશેદજીના પુણુ માટે અથોરનાને રૂ૧૦૦, શેહેનગાહીના ધરમના અંજુમન ફંડમાંથી રૂ૫૦૦, મરહુમ બાઇ જરબાઇ નશરવાનજી પટેલની યાદમાં રૂ૧૦૦, વખાનનાર રૂ૧૦૦૦, મરહુમ માતાજી બચુબાઇ નાનાભાઇ બાબસની યાદમાં રૂ૧૦૦, મીત્ર રૂ૧૦૦, મરહુમ બાઇ હીરાંબાઇ બરજોરજી વાચ્છાગાંધીના ઉઠમણામાં ભરાયલા રૂ૧૦૦, શેઠો મેરવાનજી તથા હોરમજી કામા રૂ૨૫૦, મરહુમ બાવાજી સોરાબજી બ. મોદીની યાદમાં દીકરી સુનાબાઇ રૂશતમજી બનાજીએ રૂ૧૦૧, શેઠો એમ. એમ. ગોબાઇની કં. રૂ૧૨૫, જરથોસ્તી ધરમખાતાના ત્રસ્ટીઓ રૂ૧૫૦, કલકતાના જરથોસ્તી રૂ૬૦૦, બાઇ શીરીનબાઇ રૂસતમજી ઇરાનીના ઉઠમણામાં ભરાયલામાંથી રૂ૨૨૭, રેશમી કાપડની જરથોસ્તી પેહેડી રૂ૧૫૧, જરથોસ્તી રૂ૧૦૦૦, દીકરી હીરાબાઇની યાદમાં શેઠ ફરદુનજીએ રૂ૧૦૦, શેઠ બનાજીના આતશબેહરામમાંની પેટીમાંથી રૂ૪૦૪-૧૪-૩, શેઠ વાહાડયાજીના આતશબેહરામમાંની પેટીમાંથી રૂ૪૦૪-૧૪-૩, મરહુમ શેઠ ફરામજી કાવશજી કુપરના ઉઠમણામાં ભરાયલા રૂ૧૦૧, મરહુમ માતાજી પીરોજબાઇ પેસતનજી પીરની યાદમાં રૂ૧૦૦, જરથોસ્તી રૂ૧૨૫, સીમપથાઇઝર રૂ૧૦૧, જરથોસ્તી તબીબ રૂ૧૯૦, મરહુમ શેઠ મેરવાનજી પેસતનજી કુપરની પુંજીમાંથી રૂ૧૦૦, મરહુમ બાવાજી મેરવાનજી માણેકજી શેઠની યાદમાં રૂ૧૦૦૦, જરથોસ્તી બાનુ રૂ૨૦૧, જરથોસ્તી ધણી ધણીયાણી રૂ૧૨૫, દીકરા દીનશાહની શાહાડીની ખુશાલીમાં શેઠ શાપુરજી એદલજી મીસતરીએ રૂ૧૦૧, શેઠ બેરામ નવરોજી કરંજીયા રૂ૧૫૧, જરથોસ્તી બાનું રૂ૧૨૫, શેઠ રતનજી ફરામજી પોસ્ટવાલાના ધણીયાણીના પુણુ માટે રૂ૧૦૦, મરહુમ શેઠ બરજોરજી પેસતનજીની યાદમાં કુટુંબે રૂ૫૦૧, ગામડયા પારસી રૂ૩૦૧-૫, બાઇ પીરોજબાઇ ન, બે. સંતોકે મરહુમ દીકરા કેખશર જ. સખીદાસના પુણ માટે રૂ૧૦૧, લવ

તરફથી રૂ૧૦૦, શેઠ ફ્રામરોજ હોરમજી બોઇસ રૂ૧૦૧, સીમપથી તરફથી રૂ૧૦૦, મરહુમ બાઈ તેહમીના હો. મારકર તે શેઠ ભીખાજી બ. બારીયાના બેટીના ઉઠમણામાં ભરાયલા રૂ૧૫૧, મરહુમ ડા૦ કાવશ ખ. લાલકાકાની યાદમાં રૂ૧૨૫, શેઠો બી. એફ. દાવરની કં. રૂ૧૦૦, બાઇ શીરીનબાઇ જમશેદજી શેઠના રૂ૫૦૦, જરથોસ્તી રૂ૧૦૦, કાલબાદેવીના જરથોસ્તી વેપારીઓ, રહેવાશીઓના દેહ માસના જશનના આગલા સાલોના બાકી વધેલા રૂ૧૨૦, મરહુમ શેઠ બરજોરજી પેસતનજીની યાદમાં બેશીઓએ રૂ૧૦૧, શેઠ એદલજી શાપુરજી ઉમરીગર રૂ૩૦૦, બાઇ ખરશેદબાઇ હોરમજી આલબલેસે મરહુમ માતાજી મેહરબાઇના ઉઠમણામાં ભરેલામાંથી રૂ૧૦૦, શેઠ નોસીર દ. દાદીશેઠ રૂ૧૦૦, મરહુમ બાઇ મેહરબાઇ એદલજી ધાટીગરાના પુણ માટે બેશીઓએ રૂ૧૦૧, મરહુમ માતાજી માણેકબાઇની યાદમાં દીનશાહ એ. કરકરીયાએ રૂ૫૦૦, મરહુમ શેઠ પાલનજી પીરોજશાહ પટેલની યાદમાં શેઠ બરજોરજી પે. માહાવાએ રૂ૧૦૧, મરહુમ શેઠ સોરાબજી ફ્રામજી ગજદરના ઉઠમણામાં ભરાયલા રૂ૧૦૦, પારસી બાનુ રૂ૧૦૦, બાઈ ભીખાઇજી તે જ. અ. ચીનાઇના ધણીઆણી, અને શેઠ જ. અ. ચીનાઇ તથા છોકરાઓએ મરહુમ માતાજી મે. હો. આલબલેસના ઉઠમણામાં ભરેલામાથી રૂ૧૫૦, બુચા પેસીતન રૂ૧૦૦, શેઠ સોરાબજી હો. ભરૂચાના વીલ મુજબ રૂ૧૦૦, તબીબ રૂ૧૦૧, જરથોસ્તી રૂ૧૦૦, જરથોસ્તી બાનુ રૂ૧૦૧, જરથોસ્તી બાનુ રૂ૧૦૦, શેઠ કાવશજી દીનશાહજી એડનવાળા સી. આ. ઇ.ના છોકરાઓએ આગસ્ટ ૧૯૧૬ થી આગસ્ટ ૧૯૧૭ સુધીના રૂ૧૩૦૦, પોતાની કોમનું ભલુ કરનાર જરથોસ્તી ગ્રહસ્થે સપટેમબર ૧૯૧૬ થી આગસ્ટ ૧૯૧૭ સુધીના રૂ૬૦૦૦, જરથોસ્તી ગ્રહસ્થે ગજવામાં દાબરો રાખી એકઠા કરેલા ૧૩૧૦-૧-૪ અને મેડો સ્ટ્રીટના જરથોસ્તી વેપારીએ દાબરો રાખી એકઠા કરેલા રૂ૨૦૮-૧-૩.

ડા૦ માસીનાની લોકપ્રીય હાસપીટલમાં ચલાવવામાં આવતું કામકાજ જોવા માટે તા૦ ૨૫મી મારચે સાંજે ચાર વાગે એ આખી હાસપીટલ વીઝીટરો માટે ખુલ્લી મુકવામાં આવી હતી. પરોણાઓને ડા૦ માસીના, શેઠ જાહાંગીર એ. મરઝબાન અને શેઠ બરજોર એસ. એન. કુપર આવકાર આપતા હતા અને તેઓને હાસ્પીટલના તબીબોએ અને નરસોએ સરવે જનાઓને ફેરવીને બધી બાબદોની સમજણ આપી હતી. હાજર રહેલાઓ સનમુખ હાસપીટના એક ત્રસ્ટી શેઠ જાહાંગીર એ. મરઝબાને હાસપીટલને લગતી કેટલીક વીગત આપતાં જણાવ્યું કે બીલડીંગ ફંડમાં ભરાયલા રૂ૩૫૬૦૦૦ માંથી આ પાદશાહી મકાન તથા પરેલ ખાતેની એસ્ટેટ લેવામાં આવી છે. શેઠ શેઠ એન. એમ. વાહાડયા ત્રસ્ટ ફંડના ત્રસ્ટીઓએ એક લાખ રૂપ્યાની મદદ કરવાથી આ બીલડીંગ મધેનો સઉથી ઉપરનો ડીપારટમેંટ શેઠ નવરોજીને નામે ઉભો કીધો છે. એનડાઉમેંટ ફંડમાં રૂ૧૭૨૦૦૦ ભરાયા છે. દર વરસે રૂ૨૪૦૦૦ નો ખરચ થાય છે તેથી દરેક દરદી દીઠ રૂ૪ ના ખરચની એવરેજ આવે છે. જ્યારે સાડી ત્રણસો દરદીઓની મુફત સારવાર થાય છે. લગભગ હજાર દરદીઓની સારવાર તેમજ સાતસો ઓપરેશનો કરવામાં આવે છે અને ચારસો સુવાવડના કેસો આવે છે. દશ ડાકટરો અને પંદર નરસો રાખેલી છે. ડા૦ માસીનાની બીનસવારથી સેવા માટે તેમજ ચાલુ મદદ આપનારાઓનો ઉપકાર માનીયા બાદ મેલાવડો વીસરજન થયો હતો. શેઠ પેસતનજી નશરવાનજી પાવરીએ સોડા, આઇસ વગેરે ફ્રી પુરાં પાડયાં હતાં અને શેઠ દીનશાહ એદલજી કરકરીઆએ પોતે પ્રગટ કરેલા એક પુસતકની નકલો તે વખતે વેચવા મુકી હતી અને તેના વેચાણથી થયલી રૂ૫૧ ની આવક ફંડમાં આપી હતી. એ દીને ફંડમાં ભરાયલા રૂ૨૨૩૪ માની મુખ્ય રકમોઃ-લેડી સાપુરજી બ. ભરૂચા રૂ૧૦૦૦, જરથોસતી રૂ૩૦૧, જરથોસતી બાનુ તરફથી B. C. D. રૂ૨૦૦, શેઠ ડોસાભાઇ બમનજી મીસ્ત્રી રૂ૧૦૫, મરહુમ શેઠ અરદેશર નશરવાનજી મોદીની યાદમાં બુચા અદીએ રૂ૧૦૧, જરથોસતી રૂ૧૦૧, જરથોસતી રૂ૧૦૧ અને ઓ૦ શેઠ ફીરોઝ ખરશેદજી શેઠના અને બાનુ રૂ૧૦૧.

ડા૦ માસીનાની હારપીટલના એનડાઉમેંટ ફંડમાં બ્યાજ વાપરવાની સરતે ભરાયલા રૂ૨૯૯૪૦ માની મુખ્ય રકમો :—મરહુમ શેઠ જીજીભાઈ એદલજી રૂસતમજી મોદી રોજ ૪ દો માહા ૫ મો શેહેનસાહી સને ૧૨૮૯ ને દીને બેહેસતનશીન થયા તેવણુના ઉઠમણામાં નીચે મુજબ ભરાયા હતા:—મરહુમની પુંજીમાંથી રૂ૨૦૦૦, મરહુમના વીધવા મેહેરબાઇ રૂ૨૦૦૦, મરહુમ સર દીનસાહ પીટીટ પહેલા બારોનેટનાં બેટીઓ હમાબાઇ, હીરાંબાઈ, માણેકબાઇ તથા બચુબાઇ તરફથી રૂ૧૦૦૦ ની ૩॥ ટકાની નોટ, મરહુમના બેટી નવાજબાઈ રૂ૫૦૦, મરહુમના દીકરા મરનાર અદીબાની પુંજીમાંથી રૂ૫૦૦, મરહુમના સસરા દાદી નોશેરવાનજી દાદી રૂ૫૦૦, મરહુમના સાળાઓ ખરશેદજી તથા નોશેરવાનજી દાદીશેઠ રૂ૫૦૦, મરહુમનાં સાળી બચુબાઇ તથા ધણી જહાંગીરજી જીવનજી ગજદર રૂ૫૦૦, ડા૦ હોરમસજી માણેકજી માસીના તથા ધણીઆણી જરબાઈ રૂ૫૦૦, મરહુમના માતાજી કુંવરબાઈ તથા બેન મોટીબાઇ રૂ૧૦૧, મરનારના બેન મરહુમ બાઇ ભીખાઇજી ગાંધીભાઈ મોદીની પુંજીમાંથી રૂ૧૦૧, મરનારના બેન દીનબાઇ ન. મોદી રૂ૧૦૧ અને બાઇ ધનબાઇ એદલજી સુરતી રૂ૧૧ મલી કુલ્લે રૂ૮૩૧૪ આપ્યા કે હોસપીટલમાં મરહુમ શેઠ જીજીભાઇ એ. મોદીના નામનું એક બીછાનું તથા બેહેસતનશીન દીકરા અરદેશર જી. મોદીના નામનું એક બીછાનું સ્થાપી ઉપલી રકમનું બ્યાજ તે બે બીછાનાઓના ચાલુ ખરચ પાછળ વાપરવું; મરહુમ શેઠ નશરવાનજી કેકાઉસજી મેહતાની યાદમાં દીકરા પીરોશાહે રૂ૪૫૦૦ ની ૩॥ ટકાની નોટ અને રૂ૧૫૦૦ ના ૪ ટકાના પોરટ ટ્રસ્ટના બોંડો મલી રૂ૬૦૦૦ આપ્યા કે એનું બ્યાજ નવસારીના તથા બીજા ગરીબ જરથોસ્તી દરદીઓની સારવાર કરવામાં વાપરવું; મરહુમ બાઇ આઈમાય તે શેઠ ફરામજી જ. કઠોકનાં ધણીઆણી તે મરહુમ શેઠ જમશેદજી હો. બાટલીવાળાનાં દીકરી રોજ ૨૩ મો માહા ૧૦ મો ૧૨૮૯ ને દીને બેહેશતનશીન થયાં તેવણુનાં ઉઠમણામાં નીચે મુજબ ભરાયા હતા:—શેઠ ફરામજી જ. કઠોક રૂ૧૦૦૦, મરહુમ બાઇ આઈમાય ફ. કઠોકની પુંજીમાંથી રૂ૧૦૦૦, શેઠ ખરશેદજી ફ. કઠોક રૂ૩૦૦, શેઠ મેરવાનજી ફ. કઠોક રૂ૨૨૫, શેઠ સોરાબજી ફ. કઠોક રૂ૨૨૫, શેઠ દાદાભાઇ ફ. કઠોક રૂ૨૨૫, શેઠ જાલભાઇ ફ. કઠોક રૂ૨૨૫, બાઇ ગુલબાઇ ફરામજી પુજીના ડાકટર રૂ૨૨૫, બાઇ કુવરબાઇ સોરાબજી મરચંટ રૂ૨૨૫, બાઇ મમાઇ શાવકશાહ માલેગામવાળા રૂ૨૨૫, બાઇ બાનુબાઈ મનચેરશાહ ખાનસાહેબ રૂ૨૨૫, બાઇ રતનબાઇ ખરશેદજી કઠોક રૂ૨૨૫, બાઈ જાઇજી મેરવાનજી કઠોક રૂ૨૨૫, બાઇ ગુલબાઇ સોરાબજી કઠોક રૂ૨૨૫ અને બાઇ આવાંબાઇ દાદાભાઇ કઠોકે રૂ૨૨૫ મલી રૂ૫૦૦૦ની ૩॥ ટકાની નોટ આપી કે હોસપીટલમાં મરહુમનાં નામનું બીછાનું સ્થાપી વ્યાજ તે બીછાનાના ચાલુ ખરચ પાછળ વાપરવું; મરહુમ બાઇ ડોશીબાઇ નવરોજી કંત્રાકટર તથા નારગામવાળાના ઉઠમણામાં ભરાયલામાંથી રૂ૧૦૦૦ ની નોટ, મરહુમ ખા૦ બા૦ ડાકટર હોરમજી ભીમજીભાઇ બાટલીવાલાની યાદમાં રૂ૧૦૦૦, શેઠ પીરોશાહ મેરવાનજી ચીચગરે પોતાના મરહુમ બુચા હોમીના પુણ માટે બચાંઓના વાડમાં મરહુમ બુચાના નામનું એક બીછાનું સ્થાપી વ્યાજ વાપરવા રૂ૧૦૦૦, એરવદ ડોશાભાઇ અરદેશર દોરડીએ રૂ૧૦૦૦ ની વોર લોન, શેઠ નશરવાનજી સોરાબજી ગજડર રૂ૧૦૦, મરહુમ માતાજી જાઇજી જાહાંગીરજી મરઝબાનની યાદમાં દીકરી જરબાઇએ મરહુમને નામે સ્થાપેલાં યાદગારી ફંડમાં રૂ૨૦૦, બાઇઓ રૂપાબાઇ મે. બીલીમોરીયા અને સુનાબાઇ મા. બીલીમોરીયાના પુણ માટે શેઠો ડોશાભાઇ મે. બીલીમોરયા અને માણેકજી મે. બીલીમોરીયાએ રૂ૫૦૦ ની ૩॥ ટકાની નોટ, મરહુમ શેઠ કાવશજી દાદાભાઇ કઠોકની યાદમાં મરહુમના કુટુંબીઓએ રૂ૧૫૦૦ ની ૩॥ ટકાની નોટ, મરહુમ શેઠ નાનાભાઇ ફરામજી બોઇસના ઉઠમણામાં ભરાયલી રકમમાંથી રૂ૧૦૦૦ નો ૪ ટકાનો પોરટ ટ્રસ્ટ બોંડ, મરહુમ બાઇ આવાબાઈ ખરશેદજી ભેસાનીયાની યાદમાં શેઠ નશરવાનજી ખ. ભેસાન્યાએ રૂ૫૦૦, જરથોસ્તી બાનું રૂ૫૦૦, મરહુમ બાઇ જાઇજી ખરશેદજી ભાભાના ઉઠમણામાં એવણુના ભાઇ મરહુમ શેઠ ન. જા. ગામડયાએ પોતાની અને પોતાના દીકરાઓ અને દીકરીઓ તરફથી ભરેલી રકમમાંથી રૂ૫૦૦, મરહુમ કેપટન

સોરાબ ડી. રતનાગરના પુણ્ માટે એવણુના સાસુ ગુલબાઇ હોરમજી મેહતાએ રૂ૩૦૦, દીકરા રૂસ્તમની યાદમાં સ્થાપેલા યાદગારી ફંડમાં રૂ૧૦૦, કાપડનાં વેપારીએ મરહુમ ધણીયાણીના નામે સ્થાપેલા યાદગારીના ફંડમાં રૂ૨૦૦, મરહુમ બાઇ બચુબાઇ ફરામજી બનશાના પુણ્ માટે રૂ૫૦૦ ની ૩ાા ટકાની નોટ, શેઠ રૂશતમજી બરજોરજી તુરકી રૂ૧૦૦, મરહુમ બાઇ નવાજબાઇ રૂશતમ ડો. ડાકટરના ઉઠમણામાં ભરાયલામાંથી રૂ૫૦૦ ની નોટ અને ખા૦ સા૦ રતનજી ધનજીભાઇ સરવેઅરના ઉઠમણામાં ભરાયલા રૂ૨૫૦.

ડા૦ માસીનાની હાસપીટલમાં ઉડતા રોગવાળાઓ માટે એક એલાહેદું મકાન અથવા સેપટીક વાર્ડ નહિ હોવાથી કંપાઉંડમાં એક મકાન બાંધવામાં આવનાર છે. એમાનો એક બલોક બાંધવા માટે બાઇ ધનબાઇ ખ. તારાચંદે રૂ૫૦૦૦ આપયા છે અને એ બલોક ઉપર નીચલી તખતી મારવામાં આવશેઃ—"મરહુમ પીતાજી તથા માતાજીના પુનને થકી આ મકાનના વારડ બેટી ધનબાઇજી ખરશેદજી તારાચંદે રૂ૫૦૦૦ ના ખરચે બંધાવી આપયા છે. ઇ. સ. ૧૯૧૭." બીજા બલોક માટે રૂ૫૦૦૦ શેઠ નશરવાનજી મેરવાનજી પટેલે આપયા કે તેને એવણુના ધણીયાણીને નામની નીચલી તખતી મારવી—" મરહુમ બાઇ જરબાઇ નશરવાનજી મે. પટેલના પુનને માટે તેવણુના ધણી તરફથી, જનમ તા૦ ૩૦ એપ્રેલ ૧૮૫૩ મુંબઇ મરણ તા૦ ૧૦ મી એપ્રેલ ૧૯૧૪. ત્રીજા બલોક માટે શેઠ નશરવાનજી સોરાબજી ગઝદરે રૂ૫૦૦૦ આપયા કે એની પર નીચલી તખતી મારવીઃ— "નસરવાનજી સોરાબજી ગજદરે પોતાના મરહુમ પીતાજી સોરાબજી અને મરહુમ માતાજી બાઇ શીરીનબાઇનાં પુણ્ માટે." ચોઠા અને પાંચમા બલોકો માટે બાઇ જરબાઇ નવરોજી વાહાડીયાએ રૂ૧૦૦૦૦ આપયા કે એ બંને ઉપર નીચલી તખતી મારવીઃ—" એક બલોક ઉપર મરહુમ પીતાજી શેઠ રૂસતમજી અરદેશર વાડીયા તથા બીજા બલોક ઉપર માતાજી નવાજબાઇ રૂસતમજી વાડીયાના પુણને માટે બેટી જરબાઇ નવરોજજી વાડીયાએ રૂ૧૦૦૦૦ ના ખરચે બંધાવી આપયા છે ઇંસવી સન ૧૯૧૭, શેઠ જી. સો. અંકલેસરીઆ તરફથી રૂ૨૫૦૦ નીચલી વીગતે મળયા છેઃ—" શેઠ જીવાજી સો. અંકલેસરીયા અથવા પુનાવાળા તરફથી પોતાના મરહુમ દીકરી બાઇ નવાજબાઇ તે જહાંગીર શાપુરજી પટેલના ધણીઆણી જેઓ રોજ બહમન માહા અસપંદારમદ તા૦ ૭ મી આગસટ ૧૯૧૭ ને દીને હક થયાં તેવણુનાં પુણને માટે રોકડા આપેલા રૂ૧૫૦૦ સેપટીક બલોક બાંધવાના વધારા પછવાડે ખરચવા અને મરહુમ બાઇનાં નામની એક ઓરડામાં તખતી મારવી જયારે "બાકીના રૂ૧૦૦૦ (એ સરકારી પ્રોમીસરી નોટો દરેક રૂ૫૦૦ ની) આપી છે તે અનામત રાખી તેનું વયાજ એક ગરીબ જરથોસતી બાઇની સુવાવડ પાછળ ખરચવું."

મુંબઇની પારસી પંચાયત હસતકની મરકી વીગેરે માટે ઉભી કીધેલી પારસી ફીવર હાસપીટાલના ફંડમાં ભરાયલા રૂ૪૦૦ માની મુખ્ય રકમોઃ—બાઇ બાનુબાઇ ફરામજી કેમેશરીએટવાલા રૂ૫૦ અને બાઇ મેહેરબાઇ નશરવાનજી એજનજી સદરી રૂ૫૧.

ડા૦ કેરાવાલાની હાસપીટલમાં ગરીબ બાઇઓની મુફત સારવાર કરવાના ફંડમાં ભરાયલા રૂ૩૫૫૮ માની મુખ્ય રકમોઃ—મરહુમ બાઇ ભીખાઇજી બ. લામની નૈયતે દીકરી જરબાઇ બ. લામે રૂ૧૦૦, શેઠ બનાજીના આતશબેહરામમાં મુકેલી પેટીમાંથી રૂ૧૧૩, શેઠ વાહાડયાજીના આતશબેહરામમાં મુકેલી પેટીમાંથી રૂ૧૦૪, શેહેનગાહીની જરથોસ્તી અંજુમનના ટ્રસ્ટીઓ રૂ૧૦૦, વેસ્ટ એંડ સીનેમાના માલેકોએ કરેલા ખેલની આવક રૂ૪૩૮, શેઠ પીરોશાહ પેસતનજી ઉનવાળાની યાદમાં મરહુમના વીધવા રતનબાઇએ રૂ૧૦૦૦ ની લોન, એમપરેસ નાટક મંડળીના માલેકે કરેલા ખેલના ખરચ બાદ કરતાં રૂ૪૫૦, શેઠો દીનશાહ નામદારની કં. રૂ૨૦૦, શેઠ ખરશેદજી જીવાજી સુનાવાળાના પુણ માટે શેઠ ડોશાભાઇ ખ. સુનાવાળાએ રૂ૧૦૦ અને શેઠ મેરવાનજી માણેકજી મીસતરીએ બેટી પરીનની યાદમાં રૂ૨૦૦.

ડા૦ પારખની હાસપીટલમાં ગરીબ બાઇઓની મુફત સારવાર કરવાના ફંડમાં ભરાયલા રૂ૩૧૮૫૧ માની મુખ્ય રકમો:—શેઠ હોરમસજી કાવસજી એડનવાલા રૂ૫૦૦૦, બાઇ ધનબાઇજી પેસતનજી હકીમ રૂ૫૦૦૦, બાઇ દીનબાઇ ધનજીશાહ મેહતા રૂ૫૦૦૦, બાઇ હમાબાઇ ફરામજી પીટીટ રૂ૨૧૦૦, રૂ. ફ. અને પી. રૂ૪૦૦૦, એક ગ્રહસથ રૂ૧૦૦૦, શેઠ નાનાભાઇ હોરમસજી મુસ બેરીસ્ટર રૂ૧૦૦૦, શેઠ અરદેશર જમશેદજી બીલીમોરયા રૂ૧૫૧, ભલુ ઇચ્છનાર રૂ૩૦૦૦, મરહુમ શેઠ હોરમસજી ખરશેદજી કુરલેવાળાના પુણ્ય માટે રૂ૧૦૦૦, મરહુમ શેઠ ખરશેદજી હો. કુરલેવાળાના પુણ્ય માટે રૂ૧૦૦૦, મરહુમ બાઇ માણેકબાઇ હો. કુરલેવાળાના પુણ્ય માટે રૂ૧૦૦૦, મરહુમ શેઠ દોરાબજી ડોસાભાઇ ભીવંડીવાળાના પુણ્ય માટે કુટુંબીઓએ રૂ૧૦૦૦, શેઠ મેરવાનજી દાદાભાઇ રૂ૨૦૦, મરહુમ શેઠ ન. મા. વાહાડયાના ટ્રસ્ટીઓ રૂ૩૦૦ અને શેહેંગાહીના જરથોસ્તી ફંડના ટ્રસ્ટીઓ રૂ૧૦૦.

સુરતની પારસી પંચાયત હસ્તકની બાઇ ગુલબાઇ નશરવાનજી મેહેતા સુરત પારસી મેટરનીટી હોસ્પીટલ યાને સુવાવડખાનાનું મકાન બાંધવા માટે કરાંચીવાલા ખા૦ બા૦ નશરવાનજી આર. મેહેતાએ આગળ આપેલા રૂ૨૫૦૦૦ ઉપરાંત બીજા રૂ૫૦૦૦ ની રકમ આ વરસે આપી હતી. એ ઉપરાંત એ મેટરનીટી હોસ્પીટળના ફંડમા આ વરસે ભરાયલા રૂ૧૨૮૩૫-૧૪-૦ માની મુખ્ય રકમો:—બાઇ ધનબાઇ બેહેરામજી મલબારી રૂ૩૫૦૦, શેઠ રૂસ્તમજી બેહરામજી જીજીભાઇ રૂ૫૦૦, શેઠો અરદેશર તથા જાલભાઇ પેસ્તનજી ધનભુરા રૂ૧૦૧, શેઠ રતનશાહ નશરવાનજી ગયારા રૂ૧૦૦૦, શેઠ દોરાબજી ખરશેદજી શરાફ રૂ૧૦૦૦, જરથોસ્તી રૂ૧૦૦૦, શેઠો હોરમશજી કેકોબાદ શેરાબજી તથા શાવકશાહ કાવશજી દીનશાહ એડનવાળા રૂ૧૦૦૦, ખા૦ સા૦ રતનજી જમશેદજી દુબાશ રૂ૧૦૦૦, શેઠો રતનજી શાપુરજી તાતા તથા નાદીરશા મનચેરજી શા. તાતા રૂ૧૦૦૦, બાઇ ગુલબાઇ પેસ્તનજી લાલકાકા રૂ૧૦૧, શેનગાહીની ઝોરાસ્ત્રીયન ફંડના ટ્રસ્ટીઓ રૂ૧૩૦૦, મરહુમ બાઇ ધનમાય મેહરવાનજી બહમનજી કેરાંવાળાંના કુટંબીઓ રૂ૧૦૧, શેઠ પેસ્તનજી રતનજી આબકારી કનત્રાકટર રૂ૧૦૦ અને શેઠ કાવશાહ ખરશેદજી સુનાવાલા રૂ૧૦૦.

સુરતની પારસી પંચાયત હસ્તકની રૂસ્તમજી ધનજીભાઇ તારાચંદ સુરત પારસી જનરલ હાસ્પીટલનું મકાન બાંધવા માટે શેઠો તારાચંદ બ્રધર્સે આપવા કબુલેલી રૂ૪૦૦૦૦ ની રકમના બાકી નીકળતા રૂ૨૮૦૦૦ આ વરસે આપ્યા હતા. એ ઉપરાંત એ હોસ્પીટલના ફંડમાં આ વરસે ભરાયલા રૂ૪૫૨૯-૧૦ માની મુખ્ય રકમો:-શેઠ દોરાબજી ખ. શરાફ રૂ૧૦૦૦, ખા૦ બા૦ બેરાંમજી પેસ્તનજી નાગપોરવાળા રૂ૧૦૦૦, જરથોસ્તી રૂ૧૦૦૦, શેઠો હોરમશજી, કેકોબાદ, શેરાબજી તથા સાવકશાહ કાવશજી દીનશાહ એડનવાળા રૂ૧૦૦૦, શેઠ પેસ્તનજી રતનજી આબકારી કનત્રાકટર રૂ૧૦૦ અને શેઠો અરદેશર તથા જાલભાઇ પેસ્તનજી ધનભુરા રૂ૧૦૧.

ભરૂચ ખાતેની ઝનાના મીશન હાસપીટલ ન્યાત જાતના તફાવત વગર બઇરાંઓ અને છોકરાંઓ માટે ચલાવવામાં આવે છે, તેમાં આવનારા પેસંટો માટે જગયાની સંકડાસ પડવાથી એક વારડ બાંધવા માટે ઉઘાડેલા ફંડમાં પારસીઓના ભરાયલા રૂ૫૪૬૪ માની મુખ્ય રકમો:—લેડી પીરોજબાઇ શાપુરજી બ. ભરૂચા રૂ૨૦૦૦, શેઠ રૂસતમજી હોરમસજી વખારીયા રૂ૧૦૦૦, ખા૦ બા૦ આદરજી અને શેઠ રતનજી મનચેરજી દલાલ રૂ૫૦૧, ડા૦ બરજોરજી સોરાબશાહ રૂ૧૫૦, મીસીસ મેરવાન ફરેદુન આલમશાહ રૂ૧૦૦, શેઠ શાપુરજી ધનજીશાહ વખારીયા રૂ૨૦૦, શેઠ દારાશા એમ. કાપડયા રૂ૧૦૧, સરદાર દાવર કે. ઇ. મોદી રૂ૧૦૧, શેઠો દીનશાહ ફરદુનજી અને બ્રધરસ રૂ૧૦૦, જરથોસ્તી બાઇ રૂ૧૦૦, શેઠ રૂશતમજી ફરદુનજી જીનવાલા રૂ૧૦૦, શેઠ એચ. એન. વકીલ રૂ૨૦૦, શેઠ એરચશાહ એન. ગાંધી રૂ૧૨૫ અને શેઠ જમશેદજી આર. વખારીયા રૂ૧૦૦. આ ફંડમાં બધી ગ્નાતના મલી કુલે રૂ૮૯૮૦ ભરાયા હતા. આ હાસપીટલમાં આવેલા મોટા કુવામાંથી પાણી ખેંચવા સારૂ એક પંપ મુકાવી આપવા માટે શેઠ પીરોશાહ રૂશતમજી વખારીઆએ પોતાના દીકરાની યાદમાં રૂ૧૫૦૦ ની રકમ આપવા કબુલ કીધી છે.

ડા૦ પેસતનજી શરાફે સને ૧૯૧૩ થી દીહીલી ખાતે આંખના બીમારોની સારવાર કરવાનું ચાલુ કીધુ છે. આ વરસે નવા બંધાયલા મકાનમાં આંખની હાસપીટલ ઉઘાડી છે જયાં બાર બીછાણાની સગવડ રાખી છે, અને ગરીબોની મુફત સારવાર કરે છે. આ આંખની હાસપીટલ માટે ફરનીચર અને સરજીકલ ઓજારો વગેરે ખરીડવા માટે ઉગાડેલાં ફંડમાં પારસીઓના ભરાયલા રૂ૨૫૮૧ માની મુખ્ય રકમો:—દીલસોઝ પારસી રૂ૧૦૦, ખા૦ બા૦ સર નવરોજી પેસતનજી વકીલ રૂ૩૦૦, પારસી દોસ્ત રૂ૧૦૦, કલકતાનો જરથોસ્તી રૂ૫૦૧, પારસી રૂ૧૦૦ અને બાઇ ધનબાઇ બેરામજી મલબારી રૂ૫૦૦.

ડા૦ સર ટેમુલજી ભીખાજી નરીમાન હસતકના પારસી સુવાવડખાનાના ફંડમાં તા૦ ૫ મી સપટેમબર સુધી ભરાયલા રૂ૨૨૪૮૭ માની મુખ્ય રકમો:—સર સાપુરજી બ. ભરૂચાએ લેડી પીરોજબાઈ શાપુરજી ભરૂચા વારડ બનાવવા માટે રૂ૧૫૦૦૦, મરહુમ શેઠ નશરવાનજી માણેકજી વાડીઆના ત્રસતીઓ રૂ૨૦૦૦, શેઠ ફ્રેખસરૂ રતનજી એદનવાળાએ ૩॥ ટકાની રૂ૧૫૦૦ ની નોટ, શેઠ પેસતનજી પીરોજશાએ રૂ૧૦૦૦૦ ના પોરટ ત્રસટ બોંડ, શેઠ કાવસજી ખરસેદજી કંનત્રાકતરે રૂ૫૦૦ ના પોરટ ત્રસટ બોંડ, શેઠ હોરમજી એદલજી આલબલેસે ૩॥ ટકાની રૂ૫૦૦ ની નોટ, બાઇ જરબાઇ નવરોજી વાડીઆ રૂ૬૩૦, શેઠ મેરવાનજી નાનાભાઈ મેહેતા રૂ૫૦૦, બાઇ ભીખાઇજી જ. ચીનાઇ અને શેઠ જમશેદજી અ. ચીનાઇ તથા છોકરાઓ રૂ૧૫૦, શેઠ પેસતનજી મેરવાનજી મારકર રૂ૧૦૧, શેઠ હોરમજી મેરવાનજી શેઠના રૂ૧૦૧, બાઇ દીનબાઇ એદલજી મોદી રૂ૧૦૦, બાઇ શીરીનબાઇ મનચેરજી વાડીઆ રૂ૫૧, બાઇ આલીબાઇ બમનજી મોદી રૂ૫૧, શેઠ સોરાબજી નસરવાનજી દારૂવાલા રૂ૫૧, શેઠ સોરાબસા એમ. કનત્રાકટર રૂ૫૧, શેઠ ડોસાભાઇ રૂસતમજી ઉમરીગર રૂ૫૦, શેઠ પીરોજસા મેરવાનજી મરઝબાન રૂ૫૦, અને બાઇ ખરસેદબાઇ હોરમજી આલબલેસ રૂ૫૦.

નવસારીના દોરાબજી નાનાભાઇ મેહતા પારસી સુવાવડખાનાનાં ફંડમાં ભરાયલા રૂ૧૩૪૨૯ માની મુખ્ય રકમો:—બાઇ ધનબાઇ તે મરહુમ શેઠ બેરામજી મે. મલબારીનાં વિધવા તે મરહુમનાં વિલનાં એકઝીકયુટેસે બાઇ ભીખાઇજી અરદેસર હકીમનાં ધણીઆંણી તે મરહુમ શેઠ બે. મે. મલબારીનાં વડાં બેટીનાં પુણ્ય માટે એક બીછાનું સ્થાપવા રૂ૩૦૦૦, ખા૦ બા૦ શાપુરજી એદલજી ચીનાઇએ વ્યાજ વાપરવા રૂ૧૦૦૦, બાઇ હીરાંબાઇ ન. મુલ્લાંએ મરહુમ શેઠ નશરવાંનજી મા. મુલ્લાંનાં ઉઠમણામાં ભરેલા રૂ૬૦૦, શેઠ જમશેદજી કા. વગઇવાળાએ મરહુમ માતાજી દીનબાઇના પુણ્ય માટે વ્યાજ વાપરવા રૂ૫૦૦, શેઠ નશરવાંનજી ના. બોઇસ રૂ૨૫૧, બાઇ બાઇજી મેરવાંનજી પાવરીએ મરહુમ સસરા કાવશજી મ. પાવરીના પુણ્ય માટે એક બીછાનું સ્થાપવા રૂ૨૫૦૦, બાઇ જરબાઇ રતનશા ગયારાએ એક બીછાનું સ્થાપવા રૂ૨૫૦૦, મરહુમ બાઇ ભીખાઇજી એદલજી ગોટલાનાં ઉઠમણામાં મરહુમના છોકરાંઓએ ભરેલા વ્યાજ વાપડવા રૂ૫૦૦, સર દોરાબજી અને સર રતનજી જમશેદજી તાતા રૂ૬૦૦, શેઠ પીરોજશા ભીખાજી વાંદરીવાલાએ વ્યાજ વાપડવા રૂ૧૦૦૦, શેઠ ધનજીશા દોરાબજી મેહેતાએ છોકરા એરચશાનાં ઉઠમણામાં ભરેલા રૂ૧૫૧ અને શેઠ માણેકજી રતનજી દારૂવાલાએ દીકરા રૂસ્તમજીનાં ઉઠમણામાં ભરેલા રૂ૧૦૧.

મુંબઇની કીંગ જયોરજ ધી ફીફથ એનતીટયુબર કયુલોસીસલીગમાં પારસીઓના ભરાયલા રૂ૭૮૦ માની મુખ્ય રકમો:—શેઠ એન. એમ. વાહાડયાના ત્રસ્ટીઓ રૂ૩૦૦, શેઠ ડી. એફ. બાટલીવાલા રૂ૧૦૦, શેઠ સી. એન. વાહાડયા રૂ૧૦૦, શેઠ રૂસતમજી બેરામજી જીજીભાઇ રૂ૧૦૦ અને ડા૦ આર. બી. બીલીમોરીયા રૂ૧૦૦.

ગરીબ વરગની સ્ત્રીઓની સ્થીતી સુધારવા અને તેમના બાળકોની સંભાળ લેવા માટેની નામદાર લેડી વીલીંગડનની યોજનાના ફંડમાં સર શાપુરજી બી. ભરૂચા રૂ૧૦૦૦, શેઠ એન. એમ. વાહાડયા ચેરીટીઝ ફંડના ત્રસ્ટીઓ રૂ૧૦૦૦ અને મીસીસ ફીગેઝ સી. શેઠનાએ રૂ૫૦ મલી રૂ૨૦૫૦ ભરાયા હતા. આ ફંડમાં બધી ગ્નાતના મલી કુલ રૂ૧૪૩૧૦૨ ભરાયા છે.

બાઇ શીરીનબાઇ મનચેરજી કામા હરતકના વાંદરેના કોનવાલેસંટ હોમના ફંડમાં તા૦ ૨૭મી આગસ્ટ સુધી ભરાયલા રૂ૭૪૪૧ માની મુખ્ય રકમો:—મરહુમ શેઠ હોરમજી મનચેરજી કામાના ધરમ ફંડના ત્રસ્ટીઓએ જુલાઇ ૧૯૧૬થી એપ્રીલ ૧૯૧૭ સુધી એક બીછાનાના રૂ૩૦૦, શેઠ મેરવાનજી મ. કામા તથા મરહુમ શેઠ હો. મ. કામાના છોકરાઓએ અકટોબર ૧૯૧૬ થી સપટેમબર ૧૯૧૭ સુધી એક બીછાનાના રૂ૩૫૦, મરહુમ બાઇ પીરોજબાઇ ધ. મામાના ધરમખાતાના ત્રસ્ટીઓએ સપટેમબર ૧૯૧૬ થી જુન ૧૯૧૭ સુધી એક બીછાનાના રૂ૩૦૦, બાઇ હીરાબાઇ જ. પીટીટે જાનેવારીથી દીસેમબર ૧૯૧૭ સુધીના એક બીછાનાના રૂ૩૬૦, બાઇ બચુબાઇ મેરવાનજી સોરાબજીએ જાનેવારીથી દીસેમબર ૧૯૧૭ સુધીના એક બીછાનાના રૂ૩૬૦, શેઠ મેરવાનજી ના. મેહતાએ જાનેવારીથી ડીસેમબર ૧૯૧૭ સુધીના રૂ૩૬૦, સર દોરાબજી જ. તાતાએ જાનેવારીથી દીસેમબર ૧૯૧૭ સુધીના રૂ૩૬૦, મરહુમ શેઠ પી. મા. કાકાના ચેરીટી ફંડના ત્રસ્ટીઓ રૂ૧૦૦૦, જુના દોરત રૂ૧૦૦, બાઇ શીરીનબાઇ મ. કામાએ મરહુમ શેઠ મનચેરજી હો. કામાની યાદમાં રૂ૫૦૦, શેઠ નાનાભાઇ સો. સુસ રૂ૧૦૦, શેઠ ફીરોઝ ખરશેદજી શેઠના રૂ૧૦૦, ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ રૂ૧૫૦, સર રતન જમશેદજી તાતા રૂ૫૦૦, મરહુમ બાવાજી હોરમજી મનચેરજી કામાની યાદમાં બેટીએ રૂ૧૦૦, જરથોસ્તી રૂ૧૦૧, શેઠ કાવશજી દાદાભાઇ દુઆરે દીકરી જરબાઇના લગનની ખુશાલીમાં રૂ૧૨૫, શેહેનગાહીની જરથોસ્તી અંજુમનના ધરમ ફંડના ત્રસ્ટીઓ રૂ૧૦૦, મરહુમ કેપટન સોરાબ ડી. રતનાગરના પુણ્ માટે રૂ૧૦૦, શેઠ પેસતનજી ફરામજી કોપરે મરહુમ પીતાજીના ઉઠમણામાં ભરેલા રૂ૧૫૧, બાઇ ગુલબાઇ કામાજી કામાએ ધણી કામાજીની યાદમાં રૂ૧૦૦, બાઇ હમાબાઇ ફરામજી કામા રૂ૨૦૦, બાઈ દીનબાઈ એદલજી મોદીએ મરહુમ માતાજી મેરબાઇ હો. આલબલેસના ઉઠમણામાં ભરેલામાંથી રૂ૧૦૦ અને બાઇ ખરશેદબાઈ હો. આલબલેસે માતાજી મેરબાઇના ઉઠમણામાં ભરેલામાંથી રૂ૧૦૦.

પુણાના દખમાના સુધારા તથા બગીચા વગેરે બનાવવાના ફંડમાં ભરાયલા રૂ૪૧૦૦ માની મુખ્ય રકમો:—સરદાર દસ્તુર કેકોબાદ આદરબાદ રૂ૫૦૦, શેઠ ફરામરોજ સોરાબજી ચીનાઇએ મરહુમ બેટાના પુણ માટે રૂ૧૦૦૦, શેઠો દોરાબજીની કં. રૂ૩૦૦, મરહુમ શેઠ ફરામજી હીરાજી વાણીયાના વારેસો રૂ૧૦૧, શેઠ કુવરજી ખરશેદજી મેહતાએ મરહુમ બેટી જરબાઈ ફીરોઝ દલાલના પુણ માટે રૂ૧૦૧, શેઠ ફરામજી હોરમજી શેઠનાએ દીકરાના પુણ માટે રૂ૧૫૧, શેઠ એ. સી પટેલના નેપીઅર સીનેમાંમા કરેલા ખેલની આવક રૂ૪૦૦ માં શેઠ પટેલે બીજા રૂ૫૧ ઉમેરી આપયા રૂ૪૫૧, શેઠ દીનશા કુંવરજી પટેલ રૂ૧૦૦, ડા૦ એદલજી સો. ચીનાઈ રૂ૧૦૦, શેઠ બેજનજી સોરાબજી ચીનાઈ રૂ૧૦૦, શેઠ જમશેદજી દાદાભાઈ ચીનાઈ રૂ૧૦૦, શેઠ પેસતનજી બમનજી રૂ૧૦૦, શેઠ અરદેશર ખરશેદજી રૂ૧૦૦, કરનલ દી. દી. ખંબાતા રૂ૧૦૦ અને શેઠ બરજોરજી પીરોશાહ રૂ૧૦૦. એ ઉપરાંત શેઠ રૂશતમજી નશરવાનજી રૂશતમફરામનાએ કુવો બાંધવા રૂ૨૫૦૦ આપવા કબલ્યું છે.

દેવલાલી ખાતે નવા દોખમાં તથા ધરમકીયા માટેના ફંડમાં ભરાયલા રૂ૧૨૪૮ માની મુખ્ય રકમો:—શેઠ કાવશજી બેરામજી બાટલીવાલાના પુણ માટે દીકરા ફરામરોજે રૂ૩૬, શેઠ નવરોજી સોરાબજી મોદીએ મરહુમ બેન માણેકબાઇના ઉઠમણામાં ભરેલા રૂ૨૫, શેઠ ફરામજી જમશેદજી દેમુ રૂ૧૦૦, દીકરી મનીજેહ દીનશાહ તાંતરાની યાદમાં માતપીતાએ રૂ૨૫, મરહુમ માતાજી નાલીબાઇ ખ. શેઠનાના પુણ માટે દીકરી બાઇઆઈ કાવશજી શેઠનાએ રૂ૫૦, દેવલાલીમાના વીઝીટરોના ભરાયલા રૂ૧૬ અને મરહુમ બાઇ શીરીનબાઈ રૂ. જમસીપટેલ તે મરહુમ શેઠ કુવરજી કા. મહાબળેશ્વરવાળાના દીકરીના પુણ માટે ભરાયલા રૂ૧૮૯માંથી ઉઘરાવવાનું કમીશન બાદ જતે રૂ૧૯૧–૪, દેવલાલીમાં આવેલા વીઝીટરોના ભરાયલા રૂ૨૭૮, દેવલાલીના બંગલાઓ તથા રહીસોના ભરાયલા રૂ૪૦૨–૮ અને નાસકના રહીશોના રૂ૬૦–૮.

માથેરાનનાં આરામગાહનાં ફંડમાં ભરાયલા રૂ૩૬૪૮ માની મુખ્ય રકમો:—સર શાપુરજી

બરજોરજી ભરૂચા રૂ૧૦૦૦, શેઠ કાવસજી દાદાભાઇ દુબાસ રૂ૫૦૦, શેઠ પાલનજી એદલજી પલમબર રૂ૩૦૦, શેઠ ધનજીભાઇ બમનજી રૂ૫૦૦, ત્રણ જરથોસ્તીઓ રૂ૩૦૨, શેઠો કાવશજી દીનશાહ અને ભાઇઓ રૂ૧૦૧, શેઠ કાવશજી જાહાંગીર રૂ૧૦૦, શેઠ રૂશતમજી કા. કાવારાણા રૂ૫૧, શેઠ પીરોશાહ પી. પલીદર રૂ૫૧, બાઇ મહેરબાઇ જાહાંગીર ભાભા રૂ૫૦ અને ગુજર પાંમેલાંઓની યાદમાં રૂ૫૦.

ખંડાલા તથા લાનોલીનાં રવાનોને અવલમંજલ પોહોંચાડવાના ફંડમાં મરહુમ શેઠ નાનાભાઇ કાવશજી મરચંટની પુંજીમાંથી તેમજ દીકરાઓ તરફથી તેવણનાં પુણ માટે રૂ૨૦૦, શેઠ જમશેદજી ના. મરચનટે મરહુમ પીતાજી નાનાભાઇના પુણ માટે રૂ૧૦૧ અને શેઠ વીકાજી દી. તારાપોરવાલાએ રૂ૧૩ મલી રૂ૩૧૪ ભરાયા હતા.

કલીકતના પારસી આરામગાહના ફંડમાં ભરાયલા રૂ૧૧૫ માની મુખ્ય રકમોઃ—મરહુમ શેઠ જહાંગીર મુગાશેઠની યાદમાં દીકરાઓ જાલ, રૂસતમ તથા દારા તરફથી રૂ૩૦ અને કરનલ ખરશેદજી અરદેશર દલાલ ભરૂચવાલાએ મરહુમ દીકરી સુનાબાઇની યાદમાં રૂ૨૫.

સુરત તથા તેને લગતાં ગામો ખાતેનાં રવાંનોને અવલમંજલ પોંહચાડવાના ફંડમાં પરચુરણ રકમો મલી રૂ૧૯૩—૨ ભરાયા હતા.

સુરતમાં સથાપવા ધારેલી સેંકડ ગ્રેડ આરટ કોલેજના ફંડમાં પારસીઓના રૂ૩૫૫૧ ભરાયલા તેમાં શેઠ રૂસતમજી મનચેરજી કુકા રૂ૧૦૦૦, શેઠ એદલજી કુંવરજી પટેલ રૂ૧૦૦૦, શેઠ પાલનજી ધનજીભાઇ પટેલ રૂ૨૦૦, ખા૦ બા૦ બરજોરજી નશરવાનજી વકીલ રૂ૨૦૦, શેઠ બમનજી માણેકજી પટેલ રૂ૧૦૦, શેઠ બેજનજી માણેકજી જંબુસરીયા ( પેહલો હપતો ) રૂ૧૦૦, શેઠ આદરજી એદલજી કુમસીઆ રૂ૧૦૦, સર દોરાબ જે. તાતા રૂ૪૫૦, શેઠ કાવશજી માણેકજી દલાલ રૂ૧૦૦, શેઠ જાહાંગીર અરદેશીર તાલીયારખાન રૂ૫૦ અને મરહુમ શેઠ ભીખાજી કુંવરજીની યાદમાં રૂ૨૫૧.

ઇરાનમાં આવેલા તેહરાન શેહરમાતી સ્કુલની બીલ્ડીંગ ફંડમાં તથા લાયબરેરીના ફંડમાં ભરાયલા રૂ૧૨૭૫ માની મુખ્ય રકમોઃ—શેઠ ન. મા. વાડયાજીના ત્રસટીઓ રૂ૧૦૦૦ અને શેઠ મેરવાનજી કામા રૂ૨૫૦. આ ફંડમાં બધા મલી કુલ્લે રૂ૧૧૪૫૦ ભરાયા છે.

શેઠ જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઓરફનેજનાં ફંડમાં તા૦ ૫ મી સપટેમબર સુધી બરાયલા રૂ૧૯૦૦૬ માની મુખ્ય રકમોઃ—શેઠ શીયાવક્ષ બા. ચીનાઇએ બ્યાજ વાપરવા રૂ૧૦૦૦, મરહુમ શેઠ સોરાબજી જ. સોદાવાતરવાલાના પુણ માટે વિધવા આઇમાએ રૂ૩૦૦૦ આપયા કે વયાજમાથી બાજ કરી ખાતું આપવું, મરહુમ બાઇ રૂપાંબાઇ મે. બીલીમોરીયાનાં ઉઠમણામાં ભરાયલામાથી દિકરા ડોસાભાઇએ રૂ૩૫૦૦ આપયા કે વયાજમાંથી બાજ કરી ખાણું આપવું તેમજ ઇનામ, સકોલરશીપ આપવી, મરહુમ બાઇ સુનાબાઇ માણેકજી બીલીમોરીયાના ઉઠમણામાં ભરાયલામાથી ખાવીંદ માણેકજીએ રૂ૩૫૦૦ આપયા કે વયાજમાથી બાજ કરી ખાણું આપવું તેમજ ઇનામ, સકોલરશીપ આપવી, બાઇ ધનમાય નવરોજી ચીનાઇએ મરહુમ બેહન પીરોજા દીનશાહ માણેકશાહનાં પુણ માટે રૂ૩૦૦૦ આપયા કે વયાજમાથી બાજ કરી ખાણું આપવું, શેઠ શાપુરજી પીરોજશાહ સુનાવાલાના વીલના એકઝીકયુતરોએ રૂ૪૦૦૦ આપયા કે વયાજમાંથી મરહુમના ધણીઆણી ધનબાઇની બાજ કરી ખાણું આપવું, શેઠ હોરમજી એદલજી આલબલેસે ધણીઆણી મેહરબાઇના પુણ માટે વયાજ વાપરવા રૂ૫૦૦, શેંહગાઇની અનજુમનનાં ધરમનાં ફંડનાં ત્રસતીઓ રૂ૧૦૦ અને શેઠ જેહાંગીર શાપુરજી ગઝદર રૂ૧૦૦.

બાઈ આવાંબાઇ ફરામજી પીટીટ પારસી ગરલસ ઓરફનેજને ડોનેશનો તરીકે મલેલા રૂ૪૦૯૮—૫ માની મુખ્ય રકમોઃ—એક મીત્ર રૂ૫૦૦, શેઠ ઉકરજી કાવસજી ઉમરીગરે મરહુમ ધણીયાણી રતનબાઇની યાદમાં રૂ૫૦, પીતા હોરમસજીની યાદમાં રૂ૫૦, શાદ તરફથી રૂ૧૦૧, બાઇ મોતીબાઈ ફરદુનજી આલબલેસે મરહુમ ખાવીંદ ફરદુનજીની યાદમાં રૂ૫૦, શેઠ બેહેરામજી નવરોજજી

કરંજીયા રૂ૩૦૦, એક મીત્ર રૂ૫૦૦, શેઠ કેખશરૂ હોરમસજી કામાએ મરહુમ શેઠ મનચેરજી ના. બનાજીની યાદમાં રૂ૧૦૦, એક મીત્ર રૂ૫૦૦, પારસી બોર્ડીંગ કલબે મરહુમ મીત્ર ફરામરોઝ ન. ટચકરાની યાદમાં રૂ૧૦૦, શેહેંગાહી જરથોસતી અંજુમન ચેરીટી ફંડસના ત્રસટીઓ રૂ૧૦૦, બાઇ જાઇજી શાપુરજી મીસ્ત્રી રૂ૫૦, બાઇ બચુબાઇ કૈકાબાદ રાવ રૂ૭૫, શેઠ ફકીરજી કાવસજી બીલપુરીવાળાનાં મરહુમ દીકરી સુનાબાઇના ખેશીઓ રૂ૧૦૦, જરથોસતી બાનુ રૂ૧૦૧, મરહુમ બાઇ ડોસીબાઇ એ. લાલકાકાના ખેશીઓ અને મીત્રો રૂ૨૦૦, શેઠ પીરોજશાહ હોરમસજી ધીસતા રૂ૧૦૦, જરથોસતી રૂ૫૦, શેઠ હોરમસજી કુંવરજી મોદીએ મરહુમ શેઠ બરજોરજી ખરશેદજી વાછા-ગાંધીની યાદમાં રૂ૫૦, 'તખલુસ' રૂ૨૫૧, બાઇ ગુલબાઇ કામાજી કામાએ મરહુમ ખાવીંદ કામા-જીની યાદમાં રૂ૧૦૦, શેઠ પીરોજશા મરઝબાન અને તેવણના ધણીયાણીએ બેટી મેહેરબાઇ પી. મરઝબાનની યાદમાં રૂ૫૦, શેઠ રૂસતમજી હોરમસજી પાટક છોકરીઓને ગારડનના ઓજારો તથા રમત ગમતનાં સાધનો પુરાં પાડવા માટે રૂ૧૦૦, શેઠ કાવસજી બેજનજી આલબલેસે મરહુમ બાઇ મેહેરબાઇ હો. આલબલેસના ઉઠમણામાં ભરેલા રૂ૫૦ અને બાઇ ધનબાઇ તથા શેઠ હોમી જહાંગીર દાદીશેઠે મરહુમ બપઇ મહેરબાઇ હો. આલબલેસના ઉઠમણામાં ભરેલા રૂ૫૦. એનડાઉમેંટ ફંડમાં બાઇ ખુરશેદ પી. ધીસતાએ દીકરી જરબાઇનાં મરણના દરેક વારસીક દીવસે બાળકોને ખવાડવા અને બાજ રોજગારની ક્રીયા માટે રૂ૨૦૦૦, બાઇ ધનબાઇજી ડી. પારેખે ત્રણ ઓરફનોના નીભાવ માટે રૂ૨૩૦૦૦ની લોન એવણના મરહુમ માતાજી તથા પીતાજી, બીજા બારોનેટ સર (ખરશેદજી) જમશેદજી જીજીભાઇ તથા લેડી (રતનબાઇ) જમશેદજી જીજીભાઇની યાદમાં આપી છે અને જે છોકરીઓ એ રકમના બ્યાજમાંથી ઉપલી ઓરફનેજમાં પળાય તેઓ એઓનાં મરહુમ માતપીતાના સટુડંટો કહેવાશે, બાઇ મોતીબાઇ ફ. આલબલેસે મરહુમ માતાજી મેહેરબાઇ હો. આલબલેસની દરેક વારસીક દીવસે બાળકોને ખવાડવા અને બાજ રોજગારની ક્રીયા માટે રૂ૨૦૦૦ અને શેઠ હોરમસજી એદલજી આલબલેસે મરહુમ બાઈ મેહેરબાઇ હો. આલબલેસની યાદમાં ચાલુ ખરચ માટે વયાજ વાપરવા રૂ૫૦૦ મળી કુલ્લે રૂ૨૭૫૦૦ ભરાયા હતા. ઓરફનેજમાં ઓરફનોના નીભાવ માટે શેઠ એન. એમ. વાહાડીયા ચેરીટી ફંડના ત્રસટીઓએ ૩ છોકરીઓના નીભાવ માટે દર મહીને રૂ૬૦, શેઠ પી. એમ. કાકા ચેરીટી ફંડના ત્રસટીઓએ ૧૦ છોકરીઓના નીભાવ માટે દર મહીને રૂ૨૦૦ અને પારસી પંચાયત ફંડના ત્રસટીઓ અને શેઠ એન. એમ. વહાડીયા ચેરીટી ફંડના ત્રસટીઓએ મળીને ૨ છોકરીઓના નીભાવ માટે દર મહીને રૂ૪૦ મળી કુલ્લે દર મહીને રૂ૩૦૦ આપવામાં આવે છે.

સુરતની પારસી ઓરફનેજમાં તા૦ ૨૮ મી ઓગસ્ટ સુધીમાં બાજ ફંડમાં રૂ૪૨૬૬૩-૮ ભરાયલા તેમાં શેઠ રૂસ્તમજી એદલજી દુબાશ રૂ૧૦૦૦, શેઠ ઉકરજી કાવશજી ઉમરીગર રૂ૧૦૦૦, બાઇ સુનાબાઇ ફરદુનજી તારાપોરવાળા રૂ૨૦૦૦, બાઈ આઇમાય શેરાબજી સોડાવાટરવાળા રૂ૧૦૦૦, બાઇ જરબાઇ ઉકરજી વકીલ રૂ૧૫૦૦, બાઇ ધનબાઇ બેરાંમજી મે. મલબારી રૂ૨૨૦૦, બાઇ સુનાબાઇ જહાંગીર લશકરી રૂ૩૦૦૦, શેઠ પાલનજી કાનજીભાઇ લાકડાવાળા રૂ૧૨૦૦, બાઇ આઇમાય નવરોજી નાદરશાહ રૂ૧૨૦૦, ખા૦ બા૦ બરજોરજી અને શેઠો દીનશાજી તથા હોરમશજી નોશેરવાનજી વકીલ રૂ૧૦૦૦, જરથોસ્તી રૂ૨૦૦૦, શેઠ અરદેશર ડોશાભાઇ હકીમ રૂ૨૦૦૦, શેઠ દાદાભાઇ દાજીભાઇ બારીઆ રૂ૧૦૦૦, બાઇ ધનબાઈ શેરાબજી બારીઆ રૂ૧૩૦૦, શેઠ દોરા-બજી ખરશેદજી શરાફ રૂ૩૦૦૦, બાઇ બાનુબાઇ ફરાંમજી કોમીશેરીયતવાળા રૂ૧૧૦૧, શેઠો એદલજી, દાદાભાઇ, નશરવાનજી તથા જમશેદજી રૂસ્તમજી ઘડીઆલી રૂ૨૫૦૦, શેઠ પેસ્તનજી નશરવાનજી બાવાઆદમ રૂ૧૦૦૦, શેઠ હોરમશજી પેસતનજી કાપડીઆ રૂ૧૫૦૦, શેઠ ફરદુનજી હોરમશજી બનાજી રૂ૧૫૦૦, શેઠ જાંહગીરજી રતનજી દુઆશ રૂ૧૫૦૦, બાઇ આવાંબાઇ પો. સા. પોંચા રૂ૧૨૦૦, શેઠો રતનજી શાપુરજી તાતા તથા નાદીરશા મનચેરજી તાતા રૂ૧૦૦૦, શેઠ ધનજીભાઇ ફરામજી કનત્રાકટર રૂ૨૦૦૦, બાઇ ડોશીબાઇ અરદેશર દારૂવાલા રૂ૧૦૦૦, શેઠ નશરવાનજી જેહાં-

ગીર બોગા રૂ૧૪૦૦, શેઠ કુંવરજી દાદાભાઇ તારીવાળા રૂ૧૦૦૦ અને સને ૧૯૧૬ ની ૫પેતી ટાંકણે શેઠ રૂસ્તમજી મ. કુકા હસ્તક જુદા જુદા ગૃહસ્થો તરફથી ભરાયલા રૂ૧૫૯૩-૮. જનરલ ફંડમાં ભરાયલા રૂ૫૪૪૦-૪-૪ માની મુખ્ય રકમો:—શેઠ રૂસ્તમજી મનચેરજી કુકાએ મરહુમ સર ફીરોઝશાહ મે. મેહેતાની યાદગારી માટે રૂ૧૦૦૦ તથા છટ્ઠા વરસના ફાલાના રૂ૨૦૦૦ મલી રૂ૩૦૦૦, મોબેદ એરાંમજી પેસ્તનજી કુકા રૂ૧૦૦, બાઇ ગુલબાઇ પેસ્તનજી લાલકાકા રૂ૧૦૧, શેઠ અરદેશર ફરદુનજી દલાલ રૂ૫૦૦, જરથોસ્તી રૂ૪૯૨-૮-૦ શેઠો છોટાઇ કુકાની કં. રૂ૫૦૦ અને બાઇ આલીબાઇ અરદેશર શેઠના રૂ૧૦૧. બાજેનાં તથા ખુશાલીના ખાણાં ખવડાવવા મલેલા રૂ૩૭૮૦ માની મુખ્ય રકમો:—શેઠો ફરાંમજી તથા એરાંમજી નવરોજી મારફતીઆ રૂ૩૩૫, શેઠ ફરામજી હોરમશજી શેઠના રૂ૨૦૦, શેઠ રૂસ્તમજી મ. કુકા રૂ૧૫૦ અને શેઠ હોરમશજી માણેકજી સીગણપોરીઆ રૂ૧૨૦. આરફનેજમાં કોનટ્રીબ્યુશન ફાઉન્ડેશનર તરીકે દાખલ કરવામાં આવતા વેશુ ગામના એક છોકરાના ખરચમાં બ્યાજ વાપરવા માટે પડાવેલાં ખાતામાં શેઠ રૂસ્તમજી ડોશાભાઇ મારફરે રૂ૪૦૦ આપ્યા હતા.

નામદાર સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલન્ટ ઇનસ્ટીટયુશનને તા૦ ૧૫ મી આગસ્ટ ૧૯૧૬ થી તા૦ ૧૧ મી આગસ્ટ ૧૯૧૭ સુધી મલેલી રકમની વીગત:—જનરલ ફંડમાં શેઠ મેરવાનજી ધનજીભાઇ જીજીભાઇએ રૂ૫૦૦, શેઠ કાવશજી જાલભાઇ શેઠ રૂ૫૦૦ અને શેઠ હોરમશજી જાહાંગીરજી ભાભાએ સને ૧૯૧૭ નાં સબસ્ક્રીપશનનાં આપેલા રૂ૧૦૦ મલી રૂ૧૧૦૦ ભરાયા હતા; ગરીબનાં છોકરાંઓને ચોપડીઓ અપાવવાનાં કામમાં વાપરવા માટે મલેલા રૂ૧૨૫ માં બાઇ બાનુંબાઈ અ. ચીનાઇ રૂ૧૦, જરથોસ્તી બાનું રૂ૫, બાઇ કુવરબાઇ માણેકજી રૂ૧૦ અને શેઠ કાવશજી જમશેદજી એંટીએ બ્યાજ વાપરવા આપેલા રૂ૧૦૦ ની લીધેલી સરકારી નોટ ટકા ૩॥ ની રૂ૧૦૦ની; એ ઉપરાંત શેઠ ધનજીભાઇ બમનજી કુંવરજીએ રોકડા રૂ૨૦૦ જામીનગીરીમાં રોકી તેનાં બ્યાજની આવક આએ ખાતાની વલશાડની છોકરા છોકરીઓની નીશાળોમાં દર વરશે "શેઠ દાદાભાઇ નવરોજી પ્રાઈઝ" દાખલ વેહેંચી આપવા મોકલેલા તેની નોટ ટકા ૩॥ ની રૂ૩૦૦ ની ખરદી છે.

નામદાર સર જમશેદજી જીજીભાઇ સ્કુલોના ગરીબ લાયક વીદયારથીઓને બપોરના જમાડવા સારૂ સ્થાપવામાં આવેલા "ભોજણ ફંડ" માં તા૦ ૧૫ મી ઓગસ્ટ ૧૯૧૬થી તા૦ ૧૧ મી આગસ્ટ ૧૯૧૭ સુધી રૂ૨૬૦૮૮-૯ ની મદદ મલી હતી, તેમાં રોકડ મલેલી રૂ૮૯૮૮-૯ ની વીગત:—મરહુમ માતાજી બચુબાઇનાં પુણ માટે દીકરાએ વરસ ૧ સુધી ૭ વીદયારથીઓ જમાડવા રૂ૩૦૦, મરહુમ શેઠ નાનાભાઇ હો. બનાજીની યાદમાં ખેસીએ રૂ૩૦૦, શેઠ જાહાંગીરજી જ. બહમન બેરામ રૂ૨૫૦, એક જરથોશતી રૂ૨૦૦, મરહુમ દીકરા કેખશરૂનાં પુણ માટે પીતા જમશેદજી પેસ્તનજી સખીદારો રૂ૧૨૫, મરહુમ બાઇ દીનબાઈ કા. દુબાશનાં પુણ શારૂ શેઠ કાવશજી દા. દુબાશે વરસ ૧ સુધી ૩ વીદયારથીઓ જમાડવા રૂ૧૨૦, મરહુમ પીતાજી જમશેદજી ખ. જમશેદજીના પુણ સારૂ દીકરા રૂસ્તમજી જ. ખ. જમશેદજીએ વરસ ૧ સુધી ૩ વીદયારથીઓ જમાડવા રૂ૧૨૦, શેઠ રૂ. રૂ વાડીયા રૂ૧૦૦, મારા અશો રવાનોની નમયતે બાઇ હીરાંબાઇ જ. પીટીટે રૂ૧૦૦, મારા ગુજરેલાઓ તેમજ કુલ અશો ફરોહરની યાદમાં શેઠો અરદેશર તથા કેતાયુન એનજીનીયરે રૂ૧૦૦, મરહુમ ખા૦ સા૦ રતનજી ધ. સરવેયરના ઉઠમણામાં કુટુંબીઓએ ભરેલી રકમમાંથી રૂ૧૦૦, શેઠ ધનજીભાઇ બમનજી રૂ૧૦૦, સર તેમુલજી ભીખાજી નરીમાન તથા શેઠ મેરવાનજી જા. મેહેતા વીગેરે ને શેઠ પીરોજશા માણેકજી કાકા ચેરીટી ફંડના ટ્રસ્ટીઓ તરફથી રૂ૧૦૦, ડા૦ નવરોજી બેજનજી કાપડીયા રૂ૧૦૦, બાઇ સુનાબાઇ દી. તારાપોરવાલા રૂ૧૦૦, શેઠો કાવશજી દા. રૂસ્તમજી, લીમજી ન. બનાજી, ખ. મ. બનાજી, જીજીભાઇ લી. ન. બનાજી, ખુરશેદજી કા. બનાજી અને પેસ્તનજી. ખ. ઇરાની તે શેઠ કાવશજી બેહેરામજી બનાજીના આતશબેહેરામનાં

ખરચ્યા કીધો છે. એ હોલને "બાઇ વીરબાઇજી શાપુરજી નારીયલવાલા હોલ" એવુ નામ રાખ્યું છે. એ પછી એ હોલ તેમજ નારીયલવાલા કુટુંબને ખરચે બનાવેલી સર ફીરોઝશાહ મે. મેહતાની સખી શેઠ અરદેશર શાપુરજી નારીયલવાલાએ ખુલ્લી મુકી બા૦ બા૦ આદરજી અને એવણના ભાઇ શેઠ રતનજી જે ભારે મેહેનત લે છે તેના વખાણ કરી ઉપકાર માન્યો હતો. સેવટે શેઠ અરદેશરને અંજુમન તરફથી એક ખીયાલ એનાયત થવા પછી મેલાવડો વીસરજન થયો હતો.

**ડા૦ પારખની હાસપીટલનું ખુલ્લું મુકાયલું નવું મકાન**—ડા૦ પારખની હાસપીટલ માટે સેનડહરસ્ટ રોડ ઉપર બાંધવામાં આવેલું નવું મકાન ખુલ્લું મેલવાની કીયા એક મેલાવડા સનમુખ રોજ ૧૭ મો માહા ૭ જાને દીવસે સાંજે પાંચ વાગે કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની કીયા કરવા બાદ મકાન ખુલ્લું મેલાયલું જાહેર કરવામાં આવ્યું હતું. આ હાસપીટલનું મકાન સરસ રસ્તા ઉપર આવેલું હોવાથી ત્યાનું હવાપાણી ખુશનુમાં છે. આ નવું મકાન ત્રણ મજલાનું છે. અને તેમાં ૫૦ બીછાનાઓની ગોઠવણ રાખેલી છે. દરદીઓને લાવ લઇજાવ કરવા સારૂ મકાનમાં એક લીફ્ટ મુકેલી છે. હાસપીટલની સઘળી ગોઠવણ ઘણી મનમાનતી રીતે કરવામાં આવી છે જેથી દરેક વાતની સગવડ થઇ પડશે. આ હાસપીટલનાં ધરમદા વોરડોને માટે જુદા જુદા ગ્રહસ્થો તથા બાનુઓ તરફથી લગભગ રૂપ્યા ત્રીશ હજારની રકમ મકાન ખુલ્લું મેલાયાને દીવસે મલી છે.

**સીમલાની આરામગાહની બંધાયલી દીવાલ**—સીમલા ખાતેની પારસી આરામગાહની દીવાલનો પાયો નાખવાની કીયા એક મેલાવડા સનમુખ રોજ ૨૪ મો માહા ૩ જા ને દીને કરવામાં આવી હતી. શરૂઆતમાં એક ત્રસ્ટી શેઠ બેરામજી જીવણજી વરીયાવાએ કેટલોક હેવાલ કહેતા જણાવ્યું કે મરહુમ શેઠ બેરામજી મેરવાનજી મલબારી સીમલા ખાતે રોજ ૩ જો માહા ૧૧ મો ય. સને ૧૨૮૧ ને દીને મરણ પામવાથી તેવણને આ આરામગાહમાં ભુમીદા કીધા હતા. એ મરહુમ નરની યાદમાં એવણના વીધવા બાઇ ધનબાઇજીએ સીમલાની જરથોસ્તી અંજુમનને રૂ૫૦૦૦ આપ્યા કે રૂ૩૦૦૦ માંથી ફરતો પુસ્તો બાંધી, રવાનની ગાડી મુકવા તથા માળીનું ઘર બાંધવા વગેરેનો ખરચ કરવો. શેઠ પીરોશાહ બમનજી પીટીટે રવાનની ગાડી આપવા જણાવ્યું છે. સીમલામાં પેહલું જરથોસ્તી મરણ ૧૮૫૨ માં થયું હતું અને તે વખતે આરામગાહની જગયા નહી હોવાથી પુરાણા વેપારી શેઠ હીરજીભાઇએ ઘણી મેહેનતે જગા મેલવી જરથોસ્તી અંજુમનને સ્વાધીન કરી છે તેથી એ શેઠનો તેમજ એવણના સાહેબજાદા શેઠ દીનશાહનો તથા બીજી મદદ કરનારાઓનો ઉપકાર માનીયે છીએ. એ પછી શેઠ દીનશાહ હીરજીભાઇએ પાયાનો પથર ગોઠવાયલો જાહેર કરી પોતાને આપેલા માન માટે ઉપકાર માનીયા બાદ શેઠ દીનશાહ મેરવાનજીએ રૂ૧૦૧ આપેલા જાહેર કરવા પછી મેલાવડો વીસરજન થયો હતો. આ બાંધકામો તૈયાર થવાથી મરહુમ શેઠ બેરામજીની બાજને દીવસે યાને રોજ ૩ જો માહા ૧૧ માને દીને જશનની કીયા કરી ખુલા મુકવામાં આવ્યા હતાં. શેઠ પેસતનજી ફરામજી કામાએ બાઇ ધનબાઇએ કરેલી સખાવત માટે ઉપકાર માની જણાવ્યું કે શેઠ કેખશર સોરાબજીએ ફંડમાં રૂ૧૦૧ અને ચેરાગ મુકવા માટે એક ફાનસ ભેટ આપયું છે.

**તેહરાનમાં ખુલ્લી મુકાયલી દરેહમેહર**—ઇરાનમાં આવેલા તેહરાન શેહરમાં દરેહમેહરનું બાંધવામાં આવેલું નવું મકાન હજી તેને ખુલ્લું મુકવાની કીયા શેહેનશાહી રોજ ૨૬ મો માહા ૩ જો અને માહા ૪ઠો કદમીને દીને કરવામાં આવી હતી. તેહરાનમાં આજદીન સુધી એકપણ દરેહમેહર હતી નહી. એ દરેહમેહર ખુલ્લી મુકાયાને દીવસે મુંબઇથી ઘણા જરથોસ્તીઓ તરફથી સુખડ વગેરે મોકલાવવા માટે નાણાની મદદ કરવામાં આવી હતી તેમજ એ દીને મુંબઇથી નીભાવ ફંડ માટે રૂ૧૦૦૦ ની રકમ મોકલી હતી. એ મકાન બાંધવા માટે ઉભા કીધેલાં ફંડમાંથી મકાન બંધાઇ ન શકવાથી બાકીના જોઇતા નાણા તેહરાનમાં વસ્તા ઇરાની જરથોસ્તીઓએ પોતપોતામાં ઉગરાનું કરી લગભગ ૭૬૦૦ તુમાન એકઠા કીધા હતા તેથી મકાન બંધાઇ તૈયાર થયું હતું. જશન વગેરેની કીયા કરી દરેહમેહરને ખુલ્લી મુકાયલી જાહેર કરી પ્રસંગને અનુસરતી વાયજો કરવામાં આવ્યા પછી મેલાવડો વીસરજન થયો હતો.

**સુરતની પારસી જનરલ હાસપીટલ અને સુવાવડખાનાના પાયા નાખવાની થયલી ક્રીયા**—સુરત ખાતે શાહપોરમાં આવેલા પારસી આરફ્નેજની સામે "બાઇ ગુલબાઇ નશરવાનજી મેહતા સુરત પારસી મેટરનીટી હાસપીટાલ" અને "ધી રૂશતમજી ધનજીભાઈ તારાચંદ સુરત પારસી જનરલ હાસપીટલ"ના પાયાઓ નાખવાની ક્રીયા રોજ ૧ લો માહા ૪ થો યાને તા૦ ૧૦ મી દીસેમબરે સુરતની પારસી પંચાયતની આગેવાની હેઠલ પંચાયતના ચેરનશીન ખા૦ બા૦ બરજોરજી નશરવાનજી વકીલના પ્રમુખપણા હેઠલ કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની ક્રીયા કરવા પછી શેઠ બેજનજી માણેકજી જંબુસરીયા વકીલે જણાવ્યું કે સુવાવડખાનાના કામની શરૂઆત શેઠ સોરાબજી પેમાસતરે કરી હતી અને તેના મકાન માટે કરાંચીના જાણીતા સ્હીશ ખા૦ બા૦ નશરવાનજી રૂશતમજી મેહતાએ ૩૨૫૦૦૦ આપયા છે તેમજ મુંબઈવાલા શેઠો કાવસજી તથા પેસતનજી ધનજીભાઇ તારાચંદે અને બાઇ રતનબાઇ સોરાબજી કાટપીટીયાએ પોતાના મરહુમ ભાઈ રૂશતમજી ધ. તારાચંદની પુંજીમાંથી ૩૪૦૦૦૦ હાસપીટલના મકાન માટે આપયા છે. આ બંને કામો ખા૦ બા૦ બરજોરજી વકીલની મેહનત, ઉલટ અને ખંટથી હમેશ મુજબ પાર પડશે. સુવાવડખાનાની ઘણી જરૂર જણાઈ હતી અને સુરત શહેર ઉપરાંત અડાજણ, શીગણપોર વગેરે ઘણા ગામોના લોકો પણ લાભ લઇ શકશે, તેમજ જનરલ હાસપીટલની જરૂર છે તેબી થોડા વખતમાં પાર પડશે. એ પછી સુવાવડખાનાનો તેમજ જનરલ હાસપીટલનો પાયો નાખવાની ક્રીયા ખા૦ બા૦ બરજોરજી ન. વકીલે કરવા બાદ એવણે લંબાણથી ભાષણ કરતાં પોતાને આપેલા માન માટે ઉપકાર માની જણાવ્યું કે શેઠ સોરાબજી ડો. પેમાસતરે પોતાને ખરચે શેહેરોમાં ફરી લગભગ રૂપયા ચઉદ હજાર એકઠા કીધા હતા, જે સુરતની પારસી પંચાયતને આપયા હતા તે પછી પંચાયત તરફથી લગભગ રૂપયા નવ હજાર બીજા વધુ ભરાયા છે અને આજ દીને ૩૩૩૪૪ ભરાયા છે, એ રકમ સુવાવડખાનાનો ખરચ ચલાવવા પુરતી નથી. એ ઉપરાંત ખા૦ બા૦ નશરવાનજીએ મકાન માટે ૩૨૫૦૦૦ આપયા છે તેમજ ૩૪૦૦૦૦ શેઠ રૂશતમજી તારાચંદના પુણ માટે હાસપીટલ બાંધવા મલ્યા છે જેને માટે ફંડ પુરતું નથી. સુવાવડખાના પાસે જનરલ હાસપીટલનું મકાન બાંધવામાં આવશે. સુવાવડખાનામાં ૧૫ ઓરડા રહેશે તેજ મુજબ હાસપીટલમાં ૨૩ ઓરડા થશે. ૨૪ થી ૩૦ બેડ સુવાવડખાનામાં રાખશું. સુવાવડખાના માટેની જમીન તથા તેની સાથનો બંગલો મયુનીસીપાલીટી પાસેથી લીધા છે એ પાછલ ૩૧૭૦૦૦ નો ખરચ થયો છે. બંગલાનો ઉપયોગ ડાક્ટરના રહેવા માટે થશે. કતેરા વગેરે પાછળ ૩૧૨૦૦ થયા છે અને બાગ બનાવવા ૩૫૦૦૦ થશે એટલે લગભગ ખરચ ૩૨૫૦૦૦ નો થવા જશે. નરસ તથા નોકરોના મકાન માટે બીજા રૂપ્યા બાર હજાર જોઇશે. એ પછી મેલાવડો વીસરજન થયો હતો.

**નવસારીની બઝમે જશને રૂજે બેહેરામના મકાનનો નખાયલો પાયો**—શેઠ રૂશતમજી નાનાભાઇ બોઇસ તરફથી નવસારીની બઝમે જશને રૂજે બેહેરામની મંડળી માટે બાંધવામાં આવનારા મકાનનો પાયો નાખવાની ક્રીયા એક મેલાવડા સનમુખ ડા૦ સોરાબજી પાલનજીના પ્રમુખપણા હેઠળ રોજ ૪ થો માહા ૪ થાને દીને કરવામાં આવી હતી. સેક્રેટરી શેઠ દીનશાહ કુવરજી ભાગલીઆએ રીપોર્ટ વાંચતાં જણાવ્યું કે શેઠ રૂશતમજીએ પોતાના મરહુમ બેન બાઇ હીરાબાઇ તથા મરહુમ બનેવી શેઠ માણેકજી સોરાબજી મોદીની યાદમાં ૩૭૦૦૦ આપ્યા છે અને બઝમના ફંડમાંથી ૩૩૦૦૦ ઉમેરી ૩૧૦૦૦૦ ને ખરચે નવું મકાન બાંધવામાં આવશે અને એનું નામ "મોદી બાગ" રાખયું છે. એ પછી બાઇ બચામાય રૂશતમજી બાઇસે પાયો નાખવાની ક્રીયા કરવા બાદ પ્રમુખ ડા૦ સોરાબજીએ શેઠ રૂશતમજીની સખાવત માટે સતુતી કરી પ્રસંગને અનુસરતું વીવેચન કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**વલસાડ ખાતે ખુલ્લું મુકાયલું કન્યાશાળાનું મકાન**—ખા૦ સા૦ કાવસજી ધનજીભાઇ ધનબુરાએ વલસાડ ખાતે બંધાવી આપેલું મયુનીસીપલ ગરલસ સકુલનું મકાન છોકરીઓની સંખયા વધવાથી નાનું પડવાથી એવણે પોતાના મરહુમ માતાજી બાઇ હીરાંબાઇના નામનું એક નવું મકાન જુનાની પડોશમાં ૩૭૦૦૦ ને ખરચે બંધાવી આપયું હતું, તેને ખુલ્લું મુકવાની ક્રીયા કલેકટર મી૦ હડસને રોજ ૨ જો માહા ૯ ઠાને દીને સાંજે કરી હતી. મયુનીસીપલ સકુલ

કમીટીના ચેરમેન મી૦ સુકલે રીપોરટ વાંચયો હતો તેમાં ખા૦ સા૦ કાવશજીની ઉદારતાના વખાણ કરી જણાવ્યું કે હાલમાં શીખતી છોકરીઓની સંખયા ૨૯૦ ની છે જે લગભગ સાત વરસમાં વધીને બેવડી થયલી છે. એ પછી મી૦ હડસને મકાન ખુલ્લું મુકી જણાવ્યું કે સકુલમાં છોકરીઓનો જે વધારો થયો છે તે વલસાડની આબાદી અને વસતીના વધારાને આભારી છે. સેવટે ખા૦ બા૦ કાવશજીની સખાવત માટે ઉપકાર માન્યા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**ઉડવાડા ખાતે ખુલ્લું મેલાયલું સ્કુલનું મકાન**—શેઠ જીજીભાઇ દાદાભાઇ ચેરીટી ફંડનાં ત્રસટી સાહેબો તરફથી ઉડવાડા ખાતે ભાડેના મકાનમાં અંગ્રેજી સ્કુલ સ્થાપવામાં આવી હતી. એ સ્કુલ માટે નવું બંધાયલું મકાન ખુલ્લું મેલવાની ક્રીયા સુરતના કલેકટર મી૦ હડસને તા૦ ૨૦ મી ફેબરવારી યાને રોજ ૧૩ મો માહ ૬ ઠા ને દીને કરી હતી. શરૂઆતમાં સ્કુલને લગતો રીપોરટ વાંચવામાં આવ્યો હતો, તેમાં જણાવ્યું હતું કે ૧૯૦૬ માં ઉદવાડાની સમસત અથોરનાન અંજુમન તરફથી શેઠ જીજીભાઇ દાદાભાઇના ધરમખાતાના ત્રસટીઓ ઉપર અરજી મોકલી એંગલો વરનાકયુલર શાળા સથાપવાની અરજ કરવાથી નીશાળ ઉઘાડવામાં આવી હતી. તે વખતે ત્રીશ છોકરાઓ હતા, જેઓને ગુજરાતી બીજી ચોપડીથી ઈંગ્રેજી બીજા ધોરણ સુધીનું શીક્ષણ આપવામાં આવ્યું હતું અને દર વરસે એક એક વધુ ઉપલો કલાસ ઉઘાડવામાં આવ્યો હતો. હાલમાં પંચાવણ છોકરાઓ છે અને અંગ્રેજી પાંચમાં કલાસ સુધી શીખવવામાં આવે છે. બાલકોને મુફ્ત કેળવણી આપવા ઉપરાંત સકોલરશીપો આપવામાં આવે છે જેથી દર વરસે આ નીશાળ પાછળ રૂ૧૫૦૦ નો ખરચ થાય છે. આ શાલા માટે સુખ શાંતીના નીયમ મુજબ આ નવું મકાન બંધાઇ તૈયાર થયું છે. એની બાજુએ દરીયા કીનારા તરફનો જમીનનો ટુકડો શેઠ સોરાબજી દાદાભાઇ દુબાશે દીવાલ બાંધવા સારૂ આપ્યો છે, જે ધરમખાતાના ખરચે બાંધવામાં આવશે. મોબેદ બીખાજી દીનયારજી ઉનવાલાએ આપેલી મદદ માટે ઉપકાર માન્યાબાદ શેઠ રૂસ્તમજી નાનાભાઇ બેહરામજી જીજીભાઇએ મકાન ખુલ્લું મુકવાની અરજ કરી હતી. કલેકટર મી૦ હડસને મકાન ખુલ્લું મેલાયલું જાહેર કરવા પછી ભાષાણ કરતાં જણાવ્યું કે નવી સ્કુલની ગોઠવણો ઘણી સારી છે અને પારસી કોમ સખાવત માટે જાણીતી છે અને તે એક અસાધારણ દરજજો ધરાવે છે. આ સુંદર મકાન માટે ત્રસટીઓને તથા એનજીનીયર મી૦ ઉનવાળાને મુબારકબાદી આપું છું. આ પછી ઉદવાડા અંજુમન તરફથી એક શીયાલ તથા માનપત્ર શેઠ રૂશતમજી ના. બે. જીજીભાઇને કલેકટરના હાથે એનાયત કરવામાં આવ્યા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**ડા૦ કેરાંવાલાની હાસપીટલ નવા મકાનમાં**—ડા૦ કેરાંવાલાની હાસપીટલ અને સુવાવડખાતું જે ગીરગામ લેમીંગટન રોડ ઉપરના મકાનમાં હતું ત્યાં અગવડ પડવાથી ખેતવાડી મેન રોડ ઉપર કામા બાગની સામેના મકાનમાં તા૦ ૨૮ મી ફેબરવારી યાને રોજ ૨૧ મો માહ ૬ ઠા ને દીને લઇ જવામાં આવી છે. એ નવું મકાન ઘણું કુસાદે તેમજ સગવડભરેલું અને હાલના સુખશાંતીના દરેક નીયમ જળવાય તેવી ગોઠવણ કરવામાં આવી છે. એમાં મોટી સંખ્યામાં દરદીઓને રાખવાનો બંદોબસ્ત કીધો છે.

**સકર ખાતે ખુલ્લી મેલાયલી દરેહમેહર**—સકર ખાતે જમશેદી નવરોઝે યાને રોજ ૧૨ મો માહા ૭ માને દીને આતશદાદગાહ પરથવાની ક્રીયા કરવામાં આવી હતી. શરૂઆતમાં જશન કરવા બાદ શેઠ અરદેશર એદલજીના પ્રમુખપણા હેઠળ દરેહમેહરના પંથકી પેસતનજી જમશેદજી ઉનવાલાએ આતશના તુરી કેબલા વીષે ટુંક વાયજ કરી હતી. એ પછી ફંડના સેકરેટરી શેઠ માણેકજી મનચેરજી ભરૂચાએ રીપોરટ વાંચ્યા બાદ જોઈંટ સેકરેટરીઓ શેઠો માણેકજી અને હોરમજી મ. ભરૂચાએ આપેલી કીમતી મદદ માટે ઉપકાર માની એવો શેઠોને શીયાળ શેઠ પીરોશાહ મે. ગોલવાલાએ એનાયત કરી હતી તેમજ અંજુમન તરફની ભેટ એઓને આપયા બાદ પંથકી ઉનવાલાને અંજુમન તરફથી શીયાલ ઓઢાડવામાં આવી હતી. મરહુમ શેઠ ડોશાભાઇ પાલનજીની કંપની તરફથી મારીક રૂપયા પાંચના ભાડાથી દાદગાહના વપરાસ માટે મકાન આપયું છે. એ મકાનના રીપેરકામ માટે અંજુમનનાં ફંડમાંથી રૂ૨૨૦૦ નો ખરચ કરવામાં આવ્યો હતો, જેમાં શેઠ નાદરશાહ એ. દીનશાહે રૂ૫૦૦ આપ્યા હતા. આ કામમાં મદદ કરનારાઓનો ઉપકાર માન્યા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

**કરાંચી ખાતે ખુલ્લું મેલાયલું સરઅવસરે વાપરવાનું મકાન**—શેઠ રૂશતમ બેહરામ ઇરાનીએ પોતાના માતાજી મરહુમ બાઇ જરબાનુની યાદમાં કરાંચી ખાતે નસાખાનાની કુશાદે જગામાં મરણની ચાર દીવસની ક્રીયાકામ કરવા માટે એક મકાન બંધાવી આપયું છે, તે

ખુલ્લુ મેલવાની ક્રીયા રોજ ૨૩ મો માહા ૭ મા ને દીને કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની ક્રીયા કરવા પછી શેઠ જમશેદજી નશરવાનજી મેહતાએ કેટલુંક વીવેચન કરતાં જણાવ્યું કે કરાંચી ખાતે કેટલાક પારસી કુટુંબો ચેલીઓ ઉપર દુરવંદો સાથે રહે છે અને જ્યારે રૂવાન થાય ત્યારે ક્રીયા કામ થઇ શકતું નથી તેથી શેઠ રૂસ્તમ ઇરાનીએ રૂ૫૦૦૦ મારા ઉપર મોકલાવ્યા કે નસાખાનાના કમપાઉન્ડમાં એક "સીઝદે ગાહે રવાન" નામનું મકાન બંધાવવું. તે ઉપરથી અંજુમનના ત્રસટી સાહેબોની સંમતી લઇ આ મકાન બાંધવામાં આવ્યું છે. આ મકાન શેઠ રૂસ્તમ તરફથી પંચાયતના ત્રસટીઓને સવાધીન કરયું અને તેઓએ હમેશના વપરાસ માટે રીપેર કરતા રહેવું. એ પછી અંજુમનના પ્રેસીડંટ શેઠ ફ્રામરોજ પંઠકીએ કેટલુંક વીવેચન કરી અંજુમનના ત્રસટીઓ તરફથી સવાધીન લઇ શેઠ રૂસ્તમનો અંજુમન તરફથી ઉપકાર માનીયા બાદ મેલાવડો વીસરજન થયો હતો. આ મકાનના આગલા વરંડાની ભીતપર નીચે મુજબ તખતી મારી છેઃ—"સીઝદે ગાહે રૂવાન—આ મકાન કરાંચીની પારસી અનજુમનના લાભ માટે એક જરથોસતીએ મરહુમ બાઇ જરબાનુ બેહરામ ખેરબાદી ઇરાનીની અશો યાદમાં બંધાવી આપ્યું છે. રોજ દેપદીન માહ મહેર યજદેજરદી સને ૧૨૮૬ તા૦ ૧ લી એપ્રીલ ૧૯૧૭."

**જલાલપોર ખાતે હાશપીટલનો નખાયલો પાયો**—નવસારીના સ્ટેશનની પાસે આવેલા બ્રીટીશ હદના જલાલપોર ગામમાં તા૦ ૩ જી એપ્રીલે ખુલ્લી મુકાયલી ડીસપેનસરી નજદીક એક હાસપીટલ સ્થાપવામાં આવનાર છે, એ હાસપીટલના મકાનનો પાયો નાખવાની ક્રીયા તા૦ ૩ જી એપ્રીલે યાને રોજ ૨૫ મા માહા ૭ માને દીને સુરતના કલેકટર મી૦ ડબલ્યુ. એફ. હડસને કરી આ મકાન બંધાવનાર શેઠ ગારડાજી વગેરેની સખાવત માટે સ્તુતી કરી હતી. શેઠ સોરાબજી બરજોરજી ગારડાજીએ રૂ૨૫૦૦ આપવાથી એ હાસપીટલને એવણનું નામ આપવામાં આવશે અને એમાં પાંચ બીછાનાની ગોઠવણ રાખી છે. એ હાસપીટલમા એક મરદોનો વારડ બાંધવા માટે મરહુમ શેઠ એદલજી બ. મુલ્લાં ત્રસટ ફંડમાંથી રૂ૧૦૦૦ અને સ્ત્રીઓનો એક વારડ બાંધવા માટે બાઇ ડોશીબાઇ આદરજી કોટવાલે રૂ૭૫૦ આપ્યા છે. આ વારડોને એઓના નામો આપવામાં આવશે. નામદાર સરકાર તરફથી મકાનો બાંધવા માટે સરખી રકમો આપવામાં આવશે.

**અમદાવાદના દખમાનો તાણો પુરવાની થયલી ક્રીયા**—અમદાવાદ ખાતે બાંધવામાં આવનારા નવા દખમાનો તાણો પુરવાની ક્રીયા એક મેલાવડા સનમુખ રોજ ૩૦ મો માહા ૭ મો યાને તારીખ ૮ મી એપ્રીલ ને વાર રવીને દીને સવારના કલાક ૮-૩૦ ના અમલે કરવામાં આવી હતી.

**પુણાનું ખુલ્લું મુકાયલું ભંડારકર ઓરીયનટલ રીસરચ ઇનસ્ટીટયુટ**—પુણા ખાતે ધી ભંડારકર ઓરીયેનટલ રીસરચ ઇનસટીટયુટ ખુલ્લું મુકવાની ક્રીયા નામદાર ગવરનર લોરડ વીલીંગડને એક મોટા મેલાવડા સનમુખ તા૦ ૬ ઠી જુલાઇ યાને રોજ ૨૯ મો માહા ૧૦ માને દીને કીધી હતી. નામદાર ગવરનરે લંબાંનથી ભાપાણ કરતાં જણાવયું કે આ ઇનસટીટયુટના સ્થાપવાથી સંસકરૂત અને તેને લગતાં સાહીતયની જાળવણી તથા ખીલવણી કરવાને બની આવશે. સર દોરાબ તાતા અને સર રતન તાતાની મુખ્ય મદદથી આ ખાતું સ્થાપવાને બન્યું છે. સર દોરાબજીએ રૂ૧૦૦૦૦ અને સર રતન તાતાએ રૂ૫૦૦૦ આપવાથી બાંધવામાં આવનારા હોલને મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતાનું નામ આપવામાં આવશે.

**વાચ્છાગાંધીની દરેમેહેર ખુલી મુકાઇ**—ચોપાટી ઉપર આવેલી શેઠ વાચ્છાગાંધીની દરેમેહેર જે ૧૮૫૮ માં પરથાવવામાં આવી હતી, તેમાં ફેરફાર કરવાની જરૂર જણાવવાથી આતશ આદરાનને ખસેડવામાં આવયા હતા. સઘળું સમારકામ પુરું થવાથી આ આતશ આદરાંનને સહવારના જશન કરીને પાછા પરથવાની ક્રીયા રોજ ૧ લો માહા ૧૧ મા ને દીને કરવામાં આવી હતી. ચોપાટી તેમજ ગામદેવીમાં પારસીઓની વસતી વધવાથી આ દરેમેહેરનો હમણા સારો ઉપયોગ થવાથી એના નીભાવ ફંડમાંથી લગભગ રૂ૧૫૦૦૦ નો ખરચ કરી મકાનમાં ઘટતા ફેરફારો અને સમારકામ કરવામાં આવયું છે. એ દરેહમેહરનો વહીવટ શેઠ બાપુજી નશરવાનજી વાચ્છાગાંધી ચલાવે છે અને એના કારોબારમાં સારી કાળજી લે છે. આ દરેહમેહરના સઘળા ક્રીયાકામો કદમી ટોળાના વડા દસતુરજી દીનશાહ ઘરડાના વડપણ હેઠળ કરવામાં આવે છે અને એવણનો સંબંધ લગભગ ૫૦ વરસ થયાં ચાલુ છે.

**ભરૂચ ખાતે કનયાશાળાનું બંધાયલું મકાન**—ભરૂચની મયુનીસીપાલીટી હસતક

ચાલતી નીશાળો માટે મકાનોની જરૂર જણાવવાથી એક મકાન બંધાઇ તઇયાર થવાથી તેને ખુલ્લું મુકવાની ક્રીયા તા૦ ૩૦ મી આગસટે યાને રોજ ૨૪ મો માહ ૧૨ મા ને દીને સાંજે કલેકટર મી૦ બલેથ વેઇટે એક મેળાવડા સનમુખ કીધી હતી. શેઠ હોરમજી નવરોજી ડુંગાજીએ પોતાના કુટુંબ તરફથી મકાન ખુલ્લું મુકવાની અરજ કરતાં જણાવયું કે તેવણના બપાઇ બાઇ જીવીબાઇ એકસો બચાં કચાંઓના વડીલ તરીકે ભાગયશાલી બાનુ હતાં અને કેળવણીના હીમાયતી હતાં, તેથી તેઓનું નામ કાયમ રાખવા હમારા કુટુંબે વાજબી ધારયું હતું. મી૦ બલેથ વેઇટે મકાન ખુલ્લું મુકી ડુંગાજી કુટુંબને ધનયવાદ આપી કેળવણી સંબંધી વીવેચન કીધું હતું. આ મકાન બાંધવાના ખરચમાં ડુંગાજી કુટુંબે રૂ૨૦૦૦ ની રકમ આપવાથી એ કનયાશાળાને "બાઇ જીવીબાઇ પેશતનજી અસભાજી ડુંગાજી મયુનીસીપલ કનયાશાળા" એવું નામ આપયું છે.

બેલગામ ખાતેની શેઠ પેસતનજી ખુ. બોઇસવાલી દરેહમેહરનું મકાન બીસમાર હાલતમાં આવવાથી તે નવેસરથી બંધાઇ ગયે વરસે પરઠાયું છે. તેમાં દાદગાહ સ્થાપેલા છે, એ મકાન તેમજ ખોરશેદ અને રતન હોલ ઉપર નીચે મુજબ પાંચ તખતીઓ મારેલી છે.—શ્રી દાદાર અહુરમઝદની મદદ હોજો. આ મકાન શેઠ પેસતનજી ખુરસેદજી બોઇસે પોતાના બહેસતનશીન ભાઇઓ એદલજી તથા નાનાભાઇ ખુ. બોઈસના પુણુને માટે બંધાવી શ્રી બેલગામની જરથોસ્તી અંજુમનને દેરેહમેહર તથા જરથોસ્તી મુસાફરોને ઉતારા સારૂ વાપરવા બક્ષી ને આજ રોજે અરપણ કીધું છે. "શ્રી બેલગામ રોજ ૨૪ દીન ઇઝદ માહ ૩ જો ખોરદાદ શેહેનશાહી ૧૨૬૧ ઇઅજદેઝરદી વાર બુધ તા૦ ૯ મી ડીસેમબર ૧૮૯૧ ઇસવી."—"આ ધરમખાતું સરદાર ખાન બહાદુર ડાકટર દસતુર શમસુલ ઓલમા હોશંગજી જામાસપજી જામાસપ આશાના તે દખણના વડા દસ્તુરજી સાહેબની આગેવાની હેઠળ ઉભું થયું છે જેઓએ ઉપલે દીને ઇજવાની ક્રીયા કરી ખુલ્લું મેલ્યું છે. આ દરેહમેહરનું પવીત્ર મકાન ઘણુંજ પુરાણું થયાથી તેમજ ગુંબજ વીગરેની ગોઠવણ નહી હોવાથી તમામ નવેસરથી સુધારી શ્રી બેલગામની પારસી જરથોસતી અજુમનનાં ફંડમાંથી તથા બોઇસ કુટુંબીઓએ મલી રૂ૬૦૦૦ નો ખરચ કરી ગુંબજ વીગેરે બંધાવીને તેમાં પવીત્ર આતશ પાદશાહને પુણાના વડા દસતુરજી સાહેબ કેકોબાદ આદરબાદ દસતુર નોશરવાને ફરીથી ક્રીયાઓ કરીને તખ્તનશીન કીધાં છે. શ્રી બેલગામ શેહેનશાહી રોજ ૨૪ મો દીન માહા ૬ ઠો સહરેવર સને ૧૨૮૫ ય૦ તા૦ ૩ જી મારચ ૧૯૧૬ ને વાર શુકર.—"ખોરશેદ હોલ"—આ હોલ તેના વરેન્દા અને પોરટીકો સાથે મરહુમ માનવંત ડા૦ ખુરસેદજી પેસતનજી ખુરસેદજી બોઇસ જેવણ શેહેનશાહી રોજ અમરદાદ માહ શહરેવર ૧૨૭૯ તારીખ ૧૬ મી ફેબરવારી ૧૯૧૦ ને વાર બુધે બેલગામ મધે બહેસ્ત મુકામ થયા, તેવણ તરફના ભકતીભાવ અને ફીદાગીરીની પવીત્ર યાદ જાલવવા માટે તેઓના ખેશીઓ અને શ્રી બેલગામની સમસ્ત પારસી જ૦ અંજુમન તથા દેશાવરના જરથોસ્તી દોસત આશનાઓએ રૂ૧૨૦૦૦ ખરચીને બંધાવી શ્રી બેલગામની પારસી જરથોસ્તી અંજુમનના સરઅવસરના વપરાસ માટે, સરદાર કેકોબાદ આદરબાદ (પુણાવાલા)ને હાથે ખુલ્લો મેલાવી સવાધીન કરવામાં આવ્યો છે. શ્રી બેલગામ શેહનશાહી રોજ દેપદીન દાદાર માહ શહેરેવર સને ૧૨૮૫ યઝદેઝરદી ને વાર ગુરૂ તા૦ ૨ જી મારચ ૧૯૧૬.—રતન હોલ—આ હોલ અત્રેની દરેહમેહેરને લગતા જુના હોલને નવેસરથી સુધારા વધારા કરી રૂ૪૫૦૦ ને ખરચે શેઠો રૂસતમજી તથા નશરવાનજી નાનાભાઇ ખુરસેદજી બોઇસે પોતાના મરહુમ બાઇ રતનજી જેવણ મુંબઈ મધે શહેનશાહી રોજ મારેસપંદ માહ તીર સને ૧૨૮૦ તા૦ ૯ મી જાનેવારી ૧૯૧૧ ને વાર સોમને દીને બેહસ્ત મુકામ થયા તેમની પવીત્ર યાદમાં શ્રી બેલગામની પારસી જ૦ અનજુમનના સરઅવસરના ખાણાપીણાના ઉપ્યોગ માટે ફરનીચર, બતીઓ, વાસણો વીગેરે સરવે સામગ્રી સાથે સરદાર દસ્તુરજી કેકોબાદ આદરબાદ (પુણાવાલા)ને હાથે ખુલ્લો મેલાવી અત્રેની અંજુમનને સવાધીન કરયો છે. શ્રી બેલગામ શાહેનશાહી રોજ દેપદીન દાદાર માહા શહરેવર સને ૧૨૮૫ યઝદેઝરદી ને વાર ગુરૂ તા૦ ૨ જી મારચ ૧૯૧૬. આ દરેહમેહરના કમપાઉન્ડની પથ્થરની દીવાલ, રેલીંગ તથા ગેટો સુધા શેઠો રૂસતમજી તથા નસરવાનજી નાનાભાઇ બોઇસે રૂ૧૫૦૦ નો ખરચ કરી પોતાના મરહુમ ખેશીઓના પુણુને માટે ધરમાદા બંધાવી આપી છે. શ્રી બેલગામ શાહેનશાહી રોજ દેપદીન દાદાર માહ શહરેવર સને ૧૨૮૫ યઝદેઝરદીને વાર ગુરૂ તા૦ ૨ જી મારચ ૧૯૧૬. આ કુવો બહેસ્તનશીન બાઇ નાંજામાય રૂસતમજી બોઇસના પુણુને માટે ખાવીંદ રૂશતમજી નાનાભાઈ બાઇસે બંધાવી શ્રી બેલગામની પારસી જરથોસતી અંજુમનના વપરાસ માટે આપ્યો છે. બેલગામ શેહેનશાહી રોજ મેહર ઇજદ માહ દેહ દાદાર સને ૧૨૮૫ યઝદેઝરદી વાર શુકર તા૦ ૨૩ મી જુન ૧૯૧૬.

---

# ખેતાબ.

આપણી નામદાર બ્રીટીશ રાજ્ય કરતી કોમના નવા બેસતાં સને ૧૯૧૭ ના સાલની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં નીચલા પારસીઓને બી એનાયત થયા હતાઃ—અતરેના જાણીતા શેહેરી શેઠ હોરમજી આ. વાહાડીયા, બેરીસટરને કયસરે હીંદનો સોનાનો ચાંદ અને નાગપુરવાલા ઓનરેબલ શેઠ માણેકશાહ બે. દાદાભાઇના ધણીયાણી બાઇ જરબાઇને કયસરે હીંદનો રૂપાનો ચાંદ એનાયત થયો હતો. શેઠ અરદેશર નવરોજી, ઓનરરી માજીસ્રેટ અને બેલગામની મયુનીસીપાલીટીના માજી પ્રેસીડંટને, શેઠ રૂસતમજી દોરાબજી કુપર, બીકાનેર સટેટના કાઉનસીલના માજી મેમબરને અને શેઠ પેસતનજી દીનશાહ દસ્તુર, કરાંચી કરનસી ઓફીસના ત્રેઝરરને ખાન બહાદુરનો ખેતાબ મલયો હતો, જ્યારે શેઠ જમશેદજી રૂસતમજી ભરૂચા, જાવરાના નામદાર નવાબના ચીફ સેક્રેટરીને, શેઠ અરદેશર ફરામજી રેમર, કવેતાના મીલીટરી એકાઉનટંટસ ડીપારટમેંટના સુપરીનટેંડન્ટને અને શેઠ સોરાબજી પાલનજી, મીલીટરી એકાઉનટંટસ ડીપારટમેંટના એકાઉનટંટ જેવણુ પુરવ આફ્રીકામાં ફીલડ સરવીસ ઉપર છે તેવણુને ખાન સાહેબનો ખેતાબ મલ્લો હતો.

અમદાવાદના જાણીતા શેહેરી ખાન બહાદુર નવરોજી પેસતનજી વકીલ સી. આઇ. ઇ. ને તા૦ ૧૨ મી ફેબરવારીને દીને સર નાઇટનો નામીચો ખેતાબ એનાયત થયો હતો, એની સનદ તા૦ ૨૯ મી જુન ૧૯૧૭ ને દીને આપવામાં આવી હતી.

નામદાર શેહેનશાહ જયોરજ પાંચમાની ૫૩ મી શાલગ્રેહનો મુબારક દીવસ તા૦ ૪ થી જુનને દીવસે પડવાથી તેની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં નીચલા પારસીઓને મલ્યા હતાઃ—

નામદાર ગવરનર જનરલની ધારાસભાના મુંબઇ તરફના પ્રતીનીધી ઓનરેબલ શેઠ દીનશાહ એદલજી વાચ્છાને સર નાઇટનો નામીચો ખેતાબ એનાયત થયો હતો.

આશામવાલા કરનલ હોરમજી એદલજી બનાતવાલા આઈ. એમ. એસ. ને સી. એસ. આઇ યાને કંપેનીયન ઓફ ધી સ્ટાર ઓફ ઈંડયાનો નામીચો ખેતાબ એનાયત થયો હતો.

મુંબઈની પારસી પંચાયતના સેક્રેટરી સમસુલ ઓલમાં એરવદ ડાકટર જીવણજી જમશેદજી મોદી બી. એ., પી. એચ ડી. ને સી. આઇ. ઇ. યાને કંપેનીયન ઓફ ધી ઈંડયન એમપાયયરનો નામીચો ખેતાબ એનાયત થયો હતો.

શેઠ કાવશજી હોરમજી કાતરક, કરાંચીના વેપારી અને ઓનરરી મેજીસ્ટરેટને, ડા૦ જાહાંગીર ખરશેદજી દાજીને, વરધાવાલા શેઠ જાહાંગીર ખરશેદજી કામા, બેરીસ્ટરને અને શેઠ દીનશાહ માણેકજી કાલાપેસી, મુંબઇના પોસ્ટ ઓફીસોના સુપ્રીંટેનડંટ અને પોસ્ટ માસ્ટર જનરલના પરસનલ એસીસટંટને ખાન બહાદુરનો ખેતાબ મલયો હતો, જ્યારે સતારાવાલા શેઠ ધનજીશાહ બમનજી કુપરને, શેઠ દીનશાહ બરજોરજી બેહરામજી જેટપુરના ચીફ મેડીકલ હાફીશરને, બલુચીસ્તાનવાલા શેઠ કેકોબાદ તેહસીલદારને, શેઠ દાદાભાઈ દીનશાહને અને શેઠ રૂસતમજી હોરમજી પુનેગર, મુંબઇના મીંટ માસતરના બીજા મદદનીશને ખાન સાહેબનો ખેતાબ મલ્યો હતો.

લેફ્ટનંટ (તબીબ) એરચ રતનજી ફરામજી દાજીને હાલ ચાલતી યુરોપની લડાઈ અને મેસોપોટેમીયાના મેદાનેજંગમાં સારી સેવા બજાવવા માટે મીલીટરી કરોસનો ચાંદ એનાયત થયો હતો.

દખણ હેદરાબાદવાલા નવાબ સર ફરેદુનજંગ બહાદુરને "દવલા"નો ખેતાબ નામદાર નીઝામે એનાયત કરયો હતો.

વડોદરાવાલા ડો૦ ધનજીભાઇ હોરમસજી મહેતાએ એમબયુલનસના કામની બજાવેલી સેવાની પીછાનમાં એવણુને "ડોનાત"નો રૂપાંનો ચાંદ એનાયત થયો હતો. તેઓએ લગભગ પંદરથી વીસ એમબયુલંસને લગતા ગુજરાતી પુસ્તકો રચી તેની સેંકડો ચોપડીઓ ઇનામમાં આપી છે તેમજ લગભગ ૭ હજાર નકલો જેમની કીંમત લગભગ પાંચ હજારની થવા જાય છે તે સેંટ જોન એમબયુલનસ એસોસીએશનની હીંદી શાખાને ભેટ કરી છે. ડા૦ મેહેતાની આ સેવા માટે નામદાર મહારાજા ગાયકવાડે ગયે વરસે "રાજરતન" નો ચાંદ એવણુને એનાયત કરયો હતો. વળી માજી વાઇસરાય લોરડ હારડીંગની સહી સાથનો હીંદી કાઉનસીલે બે વરસ ઉપર તેમની ઉપર ઉપકાર પત્ર મોકલયો હતો.

# ઓહદા—નેમણુક—વગેરે.

ખા૦ બા૦ ગુસતાદજી ધનજીશાહ કાપડીયાને મુંબઇ સરકારના જાહેર બાંધકામ ખાતાના સામાન્ય શાખાના મદદનીશ સેક્રેટરી નેમયા હતા.

શેઠ એદલજી જમશેદજી ફીનવાલાને મુંબઈ સરકારના જનરલ, કેળવણી મરીન અને એક્લીઝીએસ્ટીકલ ડીપારટમેંટસના એસીસટંટ સેક્રેટરી નેમયા હતા.

ખા૦ બા૦ રૂશતમ બમનશાહ વકીલને મુંબઇ સરકારના મેહેસુલી અને નાણાં ખાતાંના વધારાના મદદનીશ સેક્રેટરી તેમજ ગયા નવેમબરમાં સીટી ઈમપરૂવમેંટ ત્રસટના સ્પેસીયલ કલેકટર નેમ્યા હતા.

શેઠ કેખુશરો સોરાબજી ફ્રામજી (મદ્રાસવાલા)ને મધ્ય વીભાગના સુપ્રીંટેનડીંગ એનજીનીયર, શેઠ બરજોરજી એદલજી વાછાને સધરન ડીવીઝનના સુપ્રીંટેંનડીંગ એનજીનીયર અને ખા૦ બા૦ જાલ ડોશાભાઈ દુબાશને નોરધન ડીવીઝનના સુપ્રીંટેનડીંગ એનજીનીયર નેમયા હતા. જ્યારે શેઠ બેહેરામશાહ ફીરોઝશાહ કાપડયાને બાલા શીનોરના નવાબે પોતાના રાજયમાં સ્ટેટ એનજીનીયર નેમયા હતા.

શેઠ માણેકજી દોરાબજી કાંગાને મુંબઇની સમોલ કોઝીઝ કોરટના કામ ચલાઉ ચોથા જડજ, શેઠ પી. જે. તાલયારખાનને થાણાના સેશનસ જડજ, શેઠ કાવશાહ ખરશેદજી સુનાવાલાને ભુસાવલની સમોલ કોઝીઝ કોરટના જડજ અને શેઠ બેહરામશાહ રૂશતમજી ભાયાને મઉના એડીશનલ જડજ નેમ્યા હતા.

શેઠ હોરમઝદીયાર ફીરોઝ દસ્તુર બેરીસટરને મુંબઇના કામચલાઉ ચોથા પ્રેસીડનસી મેજીસટરેટ નેમયા હતા.

મુંબઇના ઓનરરી મેજીસ્ટરેટો તરીકે નીચલા પારસીઓને નેમયા હતાઃ—સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, ડા૦ અરદેશર દાદાભાઇ મોદી, ડા૦ એદલજી માણેકજી મોદી, ડા૦ નાદીરશાહ એચ. ઇ. સુખયા, ડા૦ નાનાભાઇ નવરોજી કાતરક, ડા૦ રૂશતમજી નાનાભાઈ રાણીના, ડા૦ શાવક સોરાબજી બાટલીવાલા, ખા૦ બા૦ જમશેદજી રૂશતમજી દેશાઇ, ઓ૦ શેઠ ફીરોઝ ખરશેદજી શેઠના, શેઠો બેરામજી નવરોજી ગામડયા, ધનજીભાઇ બમનજી પીટીટ, નવરોજી સોરાબજી બંગાલી, ફીરોઝ બી. આર. મોદી, ફરદુનજી જમશેદજી પારખ, ફ્રામજી દોરાબજી ફ્રામજી પાંડે, ફરામરોજ રૂસતમજી જોશી, જેહાંગીર એદલજી દાવર, જેહાંગીર રતનજી દુબાશ, જમશેદજી માણેકજી ફ. પટેલ, રૂશતમ પેસતનજી મસાની, રૂસતમ સોરાબજી પાઉંવાલા, શાવક રતનજી બમનજી, શાપુરજી બહમનજી બીલીમોરીઆ અને સોરાબજી એદલજી વેરડન.

ઓનરરી મેજીસ્ટરેટો તરીકે જુદા જુદા જીલ્લાઓમાં નીચલા પારસીઓને નેમયા હતા, તેમાં અમદાવાદ જીલ્લામાં સરદાર ખા૦ બા૦ રૂસતમજી જહાંગીર વકીલને, બરૂચ જીલ્લામાં શેઠો જમશેદજી રૂસતમજી વખારીયા, જહાંગીર દીનશાહ દલાલ, સોરાબજી ફ્રામજી કાપડીયા, જમશેદજી નશરવાનજી જીનવાલા અને બમનશાહ જામાસજીને, પંચમહાલ જીલ્લામા શેઠ મેરવાનજી હીરજીભાઇ કોહાવાલાને, થાણા જીલ્લામા શેઠો બાપુજી કાવશજી દીવેચા, મેરવાનજી નવરોજી આંટીયા, કાવસજી નાનાભાઇ અને બેહરામજી જહાંગીરજી તારાપોરવાળાને, અહમદનગર જીલ્લામાં શેઠ દારાબશાહ એદલજી નગરવાલાને, પુના જીલ્લામાં કરનલ ખા૦ બા૦ દીનશાહ ડોશાભાઇ ખંબાતા વી. ડી. અને શેઠ દીનશાહ ડોસાભાઇ સાંગાને, સતારા જીલ્લામાં શેઠો ધનજીશાહ બમનજી કુપર અને જમશેદજી ફ્રામજી ખરાસને, સોલાપુર જીલ્લામાં શેઠો એરચશાહ ફ્રામજી શેઠનાને, બેલગામ જીલ્લામાં ખા૦ બા૦ અરદેશર નવરોજજી અને શેઠ જહાંગીર નવરોજી આંટીયાને, ધારવાડ જીલ્લામાં શેઠો ડી. ડી. પદમજી અને મેરવાનજી સોરાબજી કરાકાને, કનારા જીલ્લામાં ખા૦ સા૦ દાદાભાઇ રતનજી બલસારવાલાને, કોલાબા જીલ્લામાં ખા૦ બા૦ હોરમસજી માણેકજી બીવડીવાલા અને શેઠ બેજનજી માણેકજી હોડીવાલાને અને રાયપુર જીલ્લામાં શેઠ હોરમજી પાલનજી તારાપોરવાલાને ઓનરરી મેજીસ્ટરેટ નેમયા હતા.

શેઠ ફીરોઝ બેરામજી મલબારી બેરીસટરને હાઇ કોરટના પ્રોથોનોટરી અને ટેસટેમેંટરી તથા એડમીરલટીના રેજીસ્ટ્રાર, શેઠ ઇ. જે. દાવરને ત્રીજા ડેપયુટી રેજીસ્ટ્રાર અને કમીશનર, શેઠ દોરાબ એન. ડી. ખંડાલાવાળા બેરીસટરને બીજા ડેપયુટી રેજીસ્ટ્રાર અને કમીશનર, શેઠ નશરવાનજી દી. ગરડાને એપેલેટ સાઇડના રેજીસ્ટ્રાર અને શેઠ મેરવાનજી એ. રાંદેલીયાને મદદનીશ રેજીસ્ટ્રાર નેમયા હતા.

નવા જે. પી. યાને જસટીસ ઓફ ધી પીસ તરીકે ડા૦ જમશેદજી નશરવાનજી ડગન, શેઠો બાપુજી નવરોજજી સકલાતવાળા, બેજનજી માણેકજી હોડીવાળા, દીનશાહ હોરમસજી વાણીયા, હોરમસજી જહાંગીર ભાભા, નવરોજી હોરમસજી કંત્રાકટર, ફીરોઝશાહ નશરવાનજી દારૂવાળા અને મનચેરશાહ કાવશજી ગઝદરને નેમયા હતા.

ડા૦ હોરમજી માણેકજી માસીનાને યુનીવરસીટીના ઓરડીનરી ફેલો, ડા૦ એન. એ. એફ. મુસને સાયનસની ફેકલટીના ડીન તથા સર તેમુલજી ભીખાજી નરીમાનને તબીબી ફેકલટીના ડીન ડીકસ અને શેઠ એચ. જે. ભાભાને એકાઉનટંટોની બોરડના સભાસદ નેમયા હતા.

મુંબઇની પારસી ચીફ મેટરીમોનીયલ કોરટના ડેલીગેટો તરીકે શેઠો શાપુરજી બમનજી ખીલીમોરીયા, સોરાબજી ખરશેદજી ઘોંડી, દારાબશાહ બમનજી દુબાશ અને રૂશતમજી એન. વાચ્છા-ગાંધીને તેમજ સુરતની મેટ્રીમોનીયલ કોરટના ડેલીગેટ તરીકે સરદાર બમનજી અરદેશર દલાલ, ખા૦ બા૦ ફરામજી દીનશાહ કામદીન, શેઠો એદલજી બેરામશાહ હોડીવાલા, નવરોજી બમનજી વકીલ અને ફીરોજશાહ કાવશજી કરંજાવાળાને નેમયા હતા.

ખા૦ બા૦ કાવશજી જમશેદજી પેટીગરાને ક્રીમીનલ ઈનવેસટીગેશન ડીપારટમેંટના કામ-ચલાઉ પોલીસ સુપ્રીનટેનડંટ, શેઠ મેરવાનજી રતનશાહ પારખને કનારાનાં ડેપયુટી પોલીસ સુપ્રીન-ટેનડંટ અને શેઠ રતનશાહ કુવરજી ચોધરીને રાજકોટ સ્ટેટના પોલીસ સુપ્રીનટેનડંટ નેમયા હતા.

ડા૦ નોશીરવાન ગુસતાસ્પને લારખાનાના ડીવીઝનલ ફોરેસટ હાફીશર નેમયા હતા.

ડા૦ નવરોજી જમશેદજી વજીફદારને સીંધના કામચલાઉ કેમીકલ એનેલાઇઝર નેમયા હતા.

શેઠ ફરામજી બરજોરજી ગારડાને ધરમપોર સ્ટેટના દીવાન અને શેઠ જાહાંગીર બરજોરજી સંજાનાને બાલાસીનોર રાજના દીવાન નેમયા હતા.

શેઠ નશરવાનજી બેજનજી દમરીને મહીકાંઠાના હજુર ડેપયુટી એસીસટંટ પોલીટીકલ એજંટ નેમયા હતા.

શેઠ અરદેશર રતનજી વાહાડયા બેરીસટરને માઇસોરની માહારાજા કોલેજમાં ફીલસોફીના પ્રોફેસર, શેઠ યજદેઝરદ દાદાભાઇ થાનેવાલાને ગુજરાત કોલેજના બોટેનીનાં પ્રોફેસર, શેઠ માણેક-શાહ હોરમજી દાદાચાનજીને યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની ઇનટરનેશનલ યુનીવરસીટીના નોન રેસીડનટ પ્રોફેસર અને કોમરસના એકઝામીનર, શેઠ કેખશરૂ અરદેશર બાલાને અમદાવાદની પ્રેમ-ચંદ રાયચંદ ત્રેનીંગ કોલેજના પ્રીનસીપલ, શેઠ બહાદુરજી મેરવાનજી બહાદુરજીને મુંબઇના એલ-ફીનસ્ટન હાઇ સ્કુલના કામચલાઉ પ્રીનસીપલ અને શેઠ બરજોરજી માણેકજી સુતરીયાને અમદા-વાદની રણછોડલાલ છોટાલાલ હાઇ સ્કુલના હેડ માસતર નેમયા હતા.

શેઠ કેખુશરો રૂશતમજી વાછાને ગોનડલ પોરબંદર રેલવેમાં સ્ટોરકીપર નેમયા હતા.

શેઠ બરજોરજી અરદેશર એંટીને ભાવનગર સ્ટેટના હીસાબી ખાતાંના ઉપરી અધીકારીના ઓધા ઉપર કામચલાઉ નેમયા હતા.

શેઠ ફીરોઝ એસ. તાહ્યારખાનને ભોપાળ સ્ટેટના વેપાર ઉદગોગ ખાતાંના ડીરેકટર નેમયા હતા.

કવેતાના રહીશ શેઠ બી. આર. કરંજીઆને આશરે ચાર વરસ ઉપર શીરાઝમાં ઇરાનના લશકરમાં લેફટનંટની પદવીએ રાખ્યા બાદ તુરકોના રખડતા ટોલાઓના ખાન સાથે બહાદુરીથી લડવાથી કપટન બનાયા હતા. તે પછી શીરાઝનું મયાગેઝીનમાં આગ લાગવાથી ભડકામાંથી એવણે ચાર હાફીશરોને બહાદુરીથી બચાવવાથી તેહેરાનથી શેનશાહે મુબારકબાદીનો તાર મોકલીયો હતો. એવણ હમણા મેજરના ઓધા ઉપર છે.

ઓનરેબલ સર દીનશાહ એદલજી વાચ્છાને મુંબઇની મીલ ઓનરસ એસોસીએશનના પ્રમુખ તથા શેઠ એન. બી. સકલાટવાલા, સર ડી. એમ. પીટીટ બારોનેટ, શેઠ કાવસજી જાહાંગીર, શેઠ જાહાંગીર બ. પીટીટ, શેઠ સી. એન. વાડયા અને શેઠ એન. એન. વાહાડયાને મેમબર નેમયા હતા.

શેઠ મેરવાનજી ડી. એમ. જીજીભાઇને ઓડીટરસ સરટીફીકેટો માટેની અરજીઓની તપાસના કામમાં સરકારને મદદ કરવા સ્થાપેલી ઓડીટરસ કાઉનસીલના મેમબર નેમયા હતા.

શેઠ ડી. એન. બહાદુરજી બેરીસટરને મુંબઇની ગવરમેંટ લૉ સ્કુલના વીઝીટરોની બોરડના મેમબર નેમયા હતા.

શેઠ ફ્રામરોજ ધનજીશાહ મેહતાને લંડનના ઇનસટીટયુટ ઓફ મીકેનીકલ એનજીનીયરસે એસોસીએટ મેમબર અને શેઠ પેસતનજી એદલજી અસપારને લંડનના એનજીનીયરસે એસોસીએટ મેમબર ચુંટી કાઢયા હતા.

ડા૦ રતનશાહ ટેમુલજી નરીમાન, શેઠ બેરામજી આર. બી. જીજીભાઇ અને ડા૦ એસ. એસ. બાટલીવાળાને મુંબઇની મયુનીસીપાલ કારપોરેશનની સ્ટેનડીંગ કમીટીના મેમબરો, શેઠ જમશેદજી માણેકજી આંટીયાને સુરત તથા રાંદેરની મયુનીસીપાલીટીના પ્રેસીડંટ અને ખા૦ બા૦ આદરજી મનચેરજી દલાલને ભરૂચની ડીસ્ટરીકટ લોકલ બોરડના પ્રેસીડંટ નેમયા હતા.

શેઠ હોરમજી કાવસજી દીનશાહને એડનના બારાના ત્રસ્ટી નેમયા હતા.

શેઠ પી. જે. તાલીયારખાનને વાંદરા, સાનટાક્રુઝ અને બોરીવલીની ટાઉન પલેનીંગ યોજનાઓની લવાદીના ત્રીબ્યુનલના પ્રમુખ નેમયા હતા.

શેઠ જાહાંગીર મે. વાહાડયાને લંડનના ઇંડીયન ત્રેડ કમીશનરના મદદનીસ નેમયા હતા.

ડા૦ ફીરોઝ સી. ભરૂચા, ખા૦ બા૦ ડાકટર એરચ શેહરીયારજી ભરૂચા, ખા૦ બા૦ ડાકટર નશરવાનજી હોરમજી ચોકસી, ડા૦ સોરાબ ખરશેદજી નરીમાન અને ડા૦ રૂશતમજી નાનાભાઇ રાણીનાને બોમબે મીડીકલ કાઉનસીલના મેમબર નેમયા હતા.

શેઠ અરદેશર નશરવાનજી મોદી અને ડા૦ જી. નીકલસનને ડા૦ માસીનાની હાસપીટલના ત્રસ્ટી નેમયા હતા.

ડા૦ જેહાંગીર બેરામજી દોરડી એફ. આર. સી. એસ. એ નવસારીની શેઠ ર. ફ. દાબુ પારસી જેનરલ હોસપીટલનાં મેડીકલ ઓફીસર તરીકેનો ઓધો સ્વીકારી આ વરસે ચારજ લીધો છે. એ હાસપીટલના ટરસ્ટી તરીકે શેઠ હોરમજી જમશેદજી કોટવાલને અને કારોબારી તરીકે એરવદ દોરાબજી રૂશતમજી દસ્તુર મેહરજીરાણાને નેમયા હતા.

મુંબઇની સરકારી લેબોરેટરીના સીનીયર એસીસટંટ સરજયન ડા૦ અરદેશર કાવસજી ટરનરને પહેલા મદદનીશ કેમીકલ એનેલાઇઝર અને ડા૦ એન. જે. વજીફદારને મુંબઇ સરકારના બીજા એસીસટંટ કેમીકલ એનેલાઇઝર નેમયા હતા.

લેફ્ટનંટ કરનલ એમ. પી. ખરેગાતને મુંબઇની કોમન તુરંગ અને હાઉસ ઓફ કરેકશનના તબીબ નેમયા હતા.

ખા૦ બા૦ ચાપુરજી માણેકજી મેહતાને અલીબાગના સીવીલ સરજયન નેમયા હતા.

ડા૦ સોરાબજી ડોશાભાઇ નાદરશાહને મેદાનમાંના ધરમના દવાખાનાના તબીબ નેમયા હતા.

ખા૦ બા૦ ફ્રામજી દીનશાહ કામદીનને સુરતની પારસી પંચાયતના ટરસ્ટી અને શેઠો ખરશેદજી માણેકજી બરઠી, સોરાબજી બીખાજી ગજડર અને બાપુજી જીવણજી ગજડરને ગણદેવીની જરથોસ્તી અંજુમનના ટરસ્ટીઓ નેમયા હતા.

મુંબઇની પારસી પંચાયતના ટરસ્ટી સાહેબોની ચુંટણી કરનારાં અંજુમન કમીટીના સોના મંડળના રજીસટરો 'એ' તરફથી શેઠ ડોશાભાઇ બેજનજી મોતીવાળાને અને 'ડી' રેજીસ્ટર તરફથી શેઠ નશરવાનજી પેસતનજી મુનસીને ચુંટી કાઢયા હતા.

ડા૦ ફરદુનજી નશરવાનજી બીશનીને મુંબઇની શેઠ મેવાવાળાની દરેમેહરના ટરસ્ટી તેમજ ખા૦ બા૦ ટેમુરસ કાવશજી મોદી બેરીસ્ટર, ખા૦ બા૦ ફરામજી દીનશાહજી કામદીન, શેઠો મીનોચેહર ખુરશેદબાઇ ખાન સાહેબ, અને કેખશરૂ ભકા વકીલને સુરતની ગોટીની દરેમેહરના ટરસ્ટીઓ નેમયા હતા.

ખા૦ બા૦ ફરદુનજી મનચેરજી દસ્તુરને જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળીના ઓ૦ સેકરેટરી નેમયા હતા.

શેઠ શાપુરજી બેરામજી કાતરકને જરથોસ્તી ધરમ અને કીયાઓ ઉપર એતેકાદ વધરાવનારી મંડળીના ઓ૦ સેકરેટરી નેમયા હતા.

શેઠ જીજીભાઇ એમ. દીવેચાએ મુંબઇના પારસી જીમખાનાના ઓ૦ સેકરેટરી તરીકે બજાવેલી લાંબી સેવાઓની પીછાનમાં એવણુને ઓનરરી લાઇફ મેમબર નેમયા હતા.

શેઠ બાપુજી બી. લામને દેવલાલી બહાદુરજી સેનેટરીઅમની કારોબાર મંડળીના સેક્રેટરી અને શેઠ જાહાંગીર એમ. મેહતાને મેમબર નેમયા હતા.

હાંગકાંગ ઝોરાસ્ત્રીઅન કલબના શેઠ શેરાબજી ધનજીભાઇ શેઠનાને પ્રેસીડંટ, શેઠ દીનશ કાવશજી ખરાશને સેકરેટરી, શેઠ પેશતનજી નાનાભાઇ કુપરને ત્રેઝરર તથા શેઠો દીનશા કાવશજી શેઠના અને એજનજી પાલનજી તવરીઆને મેમબર નેમયા હતા.

શેઠ રતનશાહ દા. કાલાપેસીને મુંબઇમાં ફોરેન મેલ સરવીસના સુપ્રીનટેનડંટ નેમયા હતા.

શેઠ કાવશજી પાલનજી કોટવાલને લંડનની ઇંડયન સોશીયલ કલબના મેમબર નેમયા હતા

---

## કેળવણી—પરીક્ષા—સ્કોલરશીપો—વગેરે.

મી૦ શાવકશાહ દા. શરોફે લંડનની રોયલ સોસાયટી, લેંકેશાયર યુનીયન ઓફ ઇંનસટીટયુટસ વગેરેની પરીક્ષાઓ પસાર કરી લંડન ને મેનચેસટરના કેટલાક પ્રોફેસરો તરફથી પ્રાઇઝો તથા સરટીફીકેટો મેળવયાં હતાં.

એમ. બી. બી. એસ. ની ડીગ્રી માટેની પરીક્ષામાં ગયા અકટોબરમાં બધા મલી હાજર થયલા ૯૪ ઉમેદવારોમાંથી ૭૧ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતાઃ—બીજા વરગમાં બાઇઓ આવાંબાઈ જાહાંગીર દોઢી અને ગુલબાઇ પીરોશાહ પટેલ તથા મેસરસ મેહરજીભાઇ ફરદુનજી બીશની, નવલ માણેકજી દોટીવાલા, સોરાબ દીનશાજી જીનવાળા, નરીમાન સોરાબજી કોટવાળ, એરચશાહ બરજોરજી મજગામવાળા, ફીરોઝશાહ હોરમસજી મેહતા, જાલ એદલજી ધનજીભાઇ અને સોરાબજી હોરમજી ઉમરીગર; આમાં પસાર થયલાં બાઇ આવાંબાઇ જાહાંગીર દોઢીને બાલકીશના સુદમજી પ્રાઇઝ, કવીન એમપ્રેસ સીલવર મેડલ, ૧૮૮૩ નાં મેડીકલ વીમેન ફોર ઇંનડયા ફંડની સકોલરશીપ, લેડી રે સીલવર મેડલ અને બાઇ હીરાંબાઇ પેસતનજી હોરમસજી કામા ગોલ્ડ મેડલ મલ્યાં હતાં. જયારે એજ પરીક્ષામાં ગયા એપ્રીલમાં બધા મલી હાજર થયલા ૮૩ માંથી ૪૮ પસાર થયા હતા તેમાં નીચલા પારસીઓ હતાઃ—બીજા વરગમાં મી૦ જાલ જમશેદજી નાદરશાહ અને વરગ વગરનામાં મી૦ હોરમસજી દીનશાહ કાલાપેસી.

ઇનટરમીડીએટ એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં પસાર થયલાં બાઇ મેહરાં અરદેશર પોરડવાળાને સર જેમસ ફરગયુસન સકોલરશીપ અને લેડી રે મેડીકલ સ્કોલરશીપ મલી હતી.

એલ. એમ. એંડ એસ. ની ડીગ્રી માટેની પરીક્ષામાં ગયા અકટોબરમાં હાજર થયલા ૨૨ ઉમેદવારોમાંથી ૧૪ પસાર થયા હતા, તેમાં પારસીઓમાં બીજા વરગમાં મી૦ કેખશરૂ દોરાબજી પાલખીવાલા હતા. જયારે એજ પરીક્ષામાં ગયા એપ્રીલમાં હાજર થયલા ૧૪ માંથી ૧૦ જણાઓ પસાર થયા હતા, તેમાં બીજા વરગમાં નીચલા પારસીઓ હતાઃ—મેસરસ પેસોતન જીવનજી અપુ, જમશેદ બેહરામશા દલાલ અને ફીરોઝ શેરાબજી પાસકલ.

મુંબઇની કોલેજ ઓફ્ ફીઝીશીયન અને સરજ્યનસની એમ. સી. પી. એંડ એસ. ની પરીક્ષામાં ડા૦ બમનજી પેસતનજી દારૂવાળા અને એલ. સી. પી. એંડ એસ. ની પરીક્ષામાં મી૦ અરદાલીરાફ્ દીનશાહ એદલબેહરામ પસાર થયા હતા.

બેરીસટરની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા :—મેસરસ સોરાબજી શાપુરજી અડાજનીયા, શીઆવક્ષ કેખશરૂ એનજીનીયર અને વીકાજી ફરામજી વીકાજી.

સોલીસીટરની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૩૯ ઉમેદવારોમાંથી ૭ જણાઓ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા :—મેસરસ હોરમસજી રી. કેપટન, હોરમજી એફ. મુલ્લાં અને મનચેરજી જે. ગાંધી.

એલ. એલ. બી. ની પરીક્ષામાં ગયા અકટોબરમાં બધા મલી હાજર થયલા ૨૪૮ ઉમેદવારોમાંથી ૭૪ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા :—બીજા વરગમાં, મેસરસ કેખશરૂ મેરવાનજી આંટીયા, જાહાંગીર સોરાબજી બાપાસોલા, ફરોખ એરચ ભરૂચા, હોરમજી એરચશાહ કુપર, નાદીર દીનશાહ દાલાલ, માણેક અરદેશર દાવર, એદલજી ભીખાજી ધાસવાળા, કુવરજી રૂશતમજી જશાવાળા, ગયોમરઝ હોશંગ કોટવાલ, માણેક ફીરોઝશાહ લાલા, પેસતનજી નાનાભાઇ મુસ અને ખરશેદ ટેમુરસ પાવરી; જયારે એજ પરીક્ષામાં ગયા મારચમાં હાજર થયલા ૧૭૯ ઉમેદવારોમાંથી ૬૪ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા :—મેસરસ ફરદુનજી દોરાબજી કાંગા અને જાહાંગીર જમશેદજી નગરવાળા. આમાં પસાર થયલા મી૦ પેસતનજી નાનાભાઇ મુસને શેઠ મનચેરજી નવરોજજી બનાજી સ્કોલરશીપ મલી હતી.

મી૦ એન. કે. ચોકસી સીલોન ખાતે કાયદાની સેવટની પરીક્ષામાં પસાર થયા હતા.

એમ. એ. ની નવા કાનુનો મુજબની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૧૬ ઉમેદવારોમાંથી ૭ પસાર થયા હતા તેમાં પારસીઓમાં બાઇ પીરોજા જમશેદજી પાઉવાલા હતાં. જયારે જુના કાનુનો મુજબની એજ પરીક્ષામાં હાજર થયલા ૧૦૪ ઉમેદવારોમાંથી ૫૬ પસાર થયા હતા તેમાં નીચલા પારસીઓ હતા:-બીજા વરગમાં મી૦ નવરોજી અરદેશર દાવર અને પાસ વરગમાં બાઇ માણેકબાઇ મેરવાનજી મેહતા તથા મેસરસ જાહાંગીર અરદેશર કામા, દારાબશાહ માણેકજી દારૂવાળા, નશરવાનજી ફીરોઝશાહ કામા અને શાવક પાલનજી ઘીવાળા.

બી. એસ. સી. ની નવા કાનુનો મુજબની પરીક્ષામાં હાજર થયલા ૬૫ ઉમેદવારોમાંથી ૩૪ પસાર થયા હતા તેમાં નીચલા પારસીઓ હતા:-પેહલા વરગમાં મેસરસ નાદીરશા પેસતનજી તલાટી, ફીરોઝ ગુસતાદજી દલાલ, દારાશાહ રતનશા એદીબામ અને દીનશાહ ફીરોઝશાહ મુલ્લાં, બીજા વરગમાં મેસરસ મનચેરજી નશરવાનજી કામા, જેહાંગીર જીવાજી ગાંધી, પેસતનજી માણેકજી ખોદાયજી, કેખશરૂ રૂસતમજી ભરૂચા, બમનજી નવરોજી વકીલ, ખોદાબક્ષ નશરવાનજી ફોરબસ અને પીરોજ રૂસતમજી પંથકી, પાસ વરગમાં મી૦ દારાશાહ રતનજી એંટી.

મેસરસ બેરામ કેખશરૂ વાહાડયા અને રૂશતમ જમશેદજી ગજદર કલકતાની બી. એસ. સી. ની પરીક્ષામાં પસાર થયા હતા. મી૦ વાહાડયાએ બી. એસ. સી. ની કોલેજની ટેસટ પરીક્ષા પેહલે નંબરે પસાર કરી એક સીલવર મેડલ મેલવ્યો હતો.

બી. એ. ની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૧૨૦૧ ઉમેદવારોમાંથી ૬૯૬ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા:—બાઇઓ આઇમાય બેરામજી રૂશતમજી, બીખાઇજી નાનાભાઇ કાતરક, રોદાબે ખરશેદજી દેશાઇ, ધનબાઇ નશરવાનજી વકીલ, બચુબાઇ ફીરોઝશાહ કામા અને પરીન આદરજી મશાની તથા મેસરસ કેખશરૂ પેસતનજી પટેલ, શીયાવક્ષ સોરાબજી ખંબાતા, કેકોબાદ કેખશરૂ લાલા, જાહાંગીર સોરાબજી વોરડન, હોમી ધનજીશાહ મીસતરી, કેખશરૂ બાપુજી ડાકટર, હોરમજી ગુસતાદજી કાપડયા, મેરવાનજી ફરામજી મુકાદમ, એચ. પી. ભાયા, જાલ હીરજીભાઇ સેનટીન, મનેકજર રૂશતમજી સંજાણા, બહાદુરજી ફીરોઝશાહ વકીલ, બરજોર હોશંગજી

વકીલ, ડોશાભાઇ જમશેદજી પરેલવાળા, મીનોચેર માણેકજી બીલીમોરીયા, ફરામરોજ નવરોજી બનસા, પેસતનજી અરદેશર કામા, ફરામરોજ ફરદુનજી હીરજી ખુરશેદ, કેકી સોરાબજી કાંગા, કેખશરૂ ખરશેદજી મરચંટ, માણેકજી દીનશાહજી મીસતરી, નાદીર રૂશતમજી વાંકડયા, તેહમુરસ નવરોજી દસ્તુર, રૂશતમજી હોરમજી કાંગા, જમશેદજી એદલજી કુતાર, રૂસતમજી બેરામજી સંજાના, નોશેરવાન અસપંડીઆર મેહેરવાન, દારાશાહ સોરાબજી સુરતી, બેરામશાહ શાપુરજી દેશાઇ, ફરામરોઝ જાહાંગીર ઘડીયાળી, રૂશતમજી ફરામજી તીતીના, જાહાંગીર મનચેરશા રાણીના, ધનજીશાહ નાદીરશાહ કાપડયા, ફરામરોઝ ધનજીભાઇ મસાની, ફરામજી જમશેદજી પટેલ, હીરજી રૂશતમજી ડાકટર, ફરામજી માણેકજી સહીયાર, કેકોબાદ દીનશાહ શેઠના, દારા ખરશેદજી કરાકા, હોમી માણેકજી શરાફ, એરચ એદલજી દુબાશ, ફરામજી જમશેદજી જસીયા, ફરામજી એદલજી કાપડયા, કાવશ ફરામજી ખેશવાળા, નોઝર ફરદુનજી મરઝબાન, બેરામજી કાવશા મેહતા, હોમી ડોશાભાઇ મીસ્ત્રી, તેહમુરસ્પ રૂશતમજી મુલ્લાં, નશરવાનજી ખરશેદજી સહીયાર, એદલજી પેસ્તનજી સ્પેનસર, મનચેરશાહ જાહાંગીરજી સુખડવાલા અને ખરશેદજી ફરામજી વાહાડયા. આમાં પસાર થયલા મી૰ તેહમુરસ નવરોજી દસ્તુરને શેઠ ફીરોઝશાહ મેરવાનજી જીજીભાઈ સ્કોલરશીપ મલી હતી.

મી૰ નશરવાનજી પેસતનજી ચાહેવાળાએ કલકતા યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષા પસાર કરી ગોલ્ડ મેડલ મેલવયો હતો.

વડોદરા કોલેજની પ્રીવીઅસની પરીક્ષામાં બાઇઓ કુંવરબાઇ બી. કામા અને દીનબાઇ રૂશતમજી ડાકટર પસાર થયાં હતાં.

ઇનટરમીડીએટ આરટસની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૧૫૬૪ ઉમેદવારોમાંથી ૯૫૩ પસાર થયા હતા, એમાં ૫૧ પારસીઓ હતા, જેમાં નીચલી ૬ પારસી બાનુઓ હતી :—બાઇઓ પોરૂચીસતી જમશેદજી નાદરશા, મીથાં અરદેશર તાતા, ગુલબાઇ નશરવાનજી વકીલ, ગુલેસતાન જમશેદજી બાહાદુરજી, નવાજબાનુ રૂસતમજી પંથકી અને મેહરાં નવરોજી પટેલ. આમાં પસાર થયલા મી૰ જમશેદજી કાવશજી કાતરકને શેઠ ફરામજી સોરાબજી ભાવનગરી સ્કોલરશીપ મલી હતી.

મેટ્રીકયુલેશનની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૫૪૧૬ ઉમેદવારોમાંથી ૧૮૭૪ પસાર થયા હતા, તેમાં ૧૯૫ પારસીઓ હતા. બધી મલી હાજર થયલી ૧૬૪ બાનુઓમાંથી ૬૮ પસાર થઇ હતી, તેમાં નીચલી ૨૫ પારસી બાનુઓ હતી જે ઉપલા ૧૯૫ પારસીઓમાં સમાઇ જાય છે :—બાઇઓ શીરીન બેરામશા આઇબારા, ખોરશેદ જાલભાઇ ભરડા, નાજાં શાવકશા ચોકશી, બપ્પઇ અરદેશર કનત્રાકટર, મનીજેહ દીનશા દારૂવાલા, પીરોજા કુંવરજી દારૂવાલા, આલાં બાપુજી ડાકટર, બાનુ ધનજીશા ગજદર, શેહેરાં બાપુજી ગારડ, કુમી એદલજી કાપડીયા, શીરીન માણેકજી મોગરેલીયા, પેરીન દીનશા મોતીવાળા, હીલ્લા હોસંગશા નાણાંવટી, આલાં નવરોજી પટેલ, જરબાઇ પીરોજશા પાવરી, મેહેરાં માણેકશા પોંચખાનાવાળા, પીરોજા માણેકજી સાહેર, નાજાં માણેકજી સંજાના, પુતલીબાઇ દીનશા શેઠના, મની હીરજીભાઇ સરવેયર, બાનુ શાપુરજી વકીલ, ગુલા મુલ્લાંફીરોઝ, રતન સોરાબજી સાંગા, શીરીન સોરાબજી અને નાજાં જમશેદજી કાપડયા. આમાં પસાર થયલા મી૰ અરદેશર હોરમજી દસ્તુરને સર દીનશાહ મા. પીટીટ પેહલા બારોનેટ સ્કોલરશીપ અને બાઇ જરબાઇ ફીરોઝશાહ પાવરીને ચેટફીલ્ડ પ્રાઇઝ મલ્યું હતું.

સ્કુલ ફાઇનલની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—મેસરસ દારાબશાહ અરદેશર ડુમસીઆ, રૂશતમજી શાપુરજી ફીટર, ફરામરોજ બેરામજી ગાડીવાલા, મેરવાન ખોદાદાદ ઇરાની, મીનોચેહર ખોદાદાદ ઇરાની, જાલભાઇ ફીરોઝસાહ બલસારા, હોરમજી જાહાંગીર દારૂવાલા, ખરશેદ અરદેશર દોટીવાલા, હોમી ફરેદુન કાપડીયા, સહીયાર પેસતનજી કાપડીયા, પીરોશાહ જમશેદજી માણેકશાના, ફીરોઝશાહ માણેકજી રાંદેરીયા, નાદર અરદેશર સબાવાલા અને માણેકજી ફરેદુનજી વાડયા.

બી. ઈ. સીવીલ યાને બેચેલર ઓફ સીવીલ એનજીનીયરીંગની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૬૮ ઉમેદવારોમાંથી ૪૫ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા:—પેહેલા વરગમાં મી૦ મરઝબાન કાવશજી માસતર, બીજા વરગમાં મેસરસ મેરવાનજી શાપુરજી આંટીયા, એદલજી કુંવરજી ભરૂચા, જમશેદજી બમનજી બોર્ડસ, કેરશાસ્પ હોરમજી દસ્તુર, નરીમાન રતનજી ગ્રીન, જીજીભાઇ સોરાબજી જાગુસ, ફરામરોઝ દાદાભાઇ મીસતરી, ફરામરોઝ અરદેશર નાદરશાહ, હોરમજદીયાર મીનોચેર રાત્ર અને રૂશતમજી બરજોરજી સંજાણા.

એનજીનીયરીંગ (સીવીલ) ની બીજી પરીક્ષામાં પસાર થયલા મી૦ જાહાંગીર નાદીરશાહ વકીલને શેઠ નશરવાનજી જાહાંગીરજી વાહાડયા સ્કોલરસીપ મલી હતી.

મીકેનીકલ ઇજનેરની ફરસ્ટ કલાસની પરીક્ષામાં મેસરસ પાલનજી સોરાબજી ભરૂચા, એરચશાહ કેખશરૂ દસ્તુર, દીનશાહ બરજોરજી બગટ અને અરદેસર રૂશતમજી વજીફદાર; મીકેનીકલ ઇજનેરની સેકન્ડ કલાસની પરીક્ષામાં મેસરસ બરજોરજી ખરશેદજી દારૂવાલા, મેરવાનજી ભીખાજી વાડયા, ફરામજી જમશેદજી ગોદીવાળા, ફરામજી એદલજી દારૂવાળા, જાહાંગીર ધનજીભાઈ કેરાંવાળા, નવરોજી સોરાબજી ગાંધી, હોરમજી કાવશજી પટેલ, બેરામજી રતનજી કરકરયા, નશરવાનજી નવરોજી મેહતા, દીનશાહ કાવશજી દારૂવાળા અને નાદીરશાહ પેસતનજી સુખડવાલા; મીકેનીકલ ઇજનેરની થરડ કલાસની પરીક્ષામાં મેસરસ લવજી એ. મીસતરી અને સોરાબજી બરજોરજી દાદાચાનજી પસાર થયા હતા.

બી. એ. જી. યાને બેચેલર ઓફ એગ્રીકલચરની ખેતીવાડીને લગતી ડીગ્રી માટેની પરીક્ષામાં બધા હાજર થયલા ૩૦ ઉમેદવારો પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા:-મેસરસ કેખશરૂ પેસતનજી ચીનાઇ, કાવશજી કુંવરજી કંત્રાકટર, બરજોર બેરામજી જામાસ્પજીના અને રૂશતમ મેરવાનજી માસતર.

ટેકનીકલ કોલેજની ઇલેકટ્રીકલ એનજીનીયરીંગની છેલ્લા વરસની પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—મેસરસ બરજોરજી વીકાજી વખારીયા, અરદેશર ફરામજી કામા, રૂસતમ પેસતનજી શેઠના, નશરવાન અરદેશર સોલન, રૂસતમ એદલજી ડાકટર, મેરવાનજી માણેકજી ખંબાતા, પીરોજશાહ એદલજી પટેલ, મીનોચેહેર એદલજી ઘડીઆળી અને દીનશાહ હીરજીભાઇ તારાપોરવાલા.

મુંબઇની સર જે. જે. સ્કુલ ઓવ આરટ મધે લેવાયલી આરકીટેકચરની એડવાનસડ પરીક્ષામાં મેસરસ શીયાવક્ષ કાવસજી પસતાકીયા, કેરશાસપ ભીખાજી તારાપોરવાલા અને પીરોશા રૂસતમજી ટરનર; ડરોઇંગ અને પેનટીંગની એડવાનસડ પરીક્ષામાં બાઇઓ શીરીન દીનશાહ દાવર અને કુમા ફરામજી તારાપોરવાલા તથા મી૦ હોરમસજી રૂસતમજી કાપડીયા; ડરોઇંગ શીક્ષકની પરીક્ષામાં બાઇઓ નવાજબાઇ અરદેશર પ્રીંટર અને તેહમીના અરદેશર પ્રીંટર પસાર થયાં હતાં.

ડરોઇંગ અને આરટની પરીક્ષાઓને ગયે વરસથી મુંબઇ સરકારે નવાં ધોરણ ઉપર મુકીને લેવાનું ચાલુ કરયું છે, તેમાં આરકીટેકચરની એડવાનસ પરીક્ષામાં મેસરસ અરદેશર નવરોજી ગીલડર, ફરામરોઝ નવરોજી ગીલડર, સોરાબજી બરજોરજી નાદોડવાળા અને જમશેદજી બમનજી તવડયા; ડરોઇંગ ટીચરસ સરટીફીકેટની પરીક્ષામાં મીસ તેહમીના પાહલનજી એનજીનીયર (એવણને ડરોઇંગમાં ઇનામ મલ્યું હતું) અને ઇનટરમીડીયટ ડરોઇંગ ગ્રેડ એકઝામીનેશનમાં બાઇ બાનુ ભીખાજી મુલ્લાંએ ફતેહ મેલવી ડીઝાઇનમાં પહેલું ઇનામ મેળવયું હતું.

બેચેલર ઓવ કોમરસની ડીગ્રી માટેની પરીક્ષામાં નીચલા પારસીઓ હતા:-એડવાનસ એકાઉનટીંગ અને ઓડીટીંગમાં મેસરસ એરચ જમશેદજી દસ્તુર, મીનોચેર શાપુરજી જોશી અને હોશંગ નવરોજી મેહતા.

નાગપોરવાળા મી૦ મીનોચેહર ફરામજી મનચેરજી સુનાવાળાને મધ્ય પ્રાંતની સરકારે નાગપુરની વીકટોરીયા સાયનસ કોલેજમાં સાયનસનો ચઢતો અભયાસ કરવા માટે સ્કોલરશીપ આપી હતી.

# ગયે વરસે બનેલા પરચુટણ જાણવાજોગ બનાવો.

મુંબઇ મ્યુનીસીપાલીટીના એસીસટંટ એકઝીકયુટીવ એનજીનીયર શેઠ કેખશરૂ પેસતનજી ભેદવાર લાંબી નોકરી બજાવી ગયા એપ્રીલમાં રીટાયરડ થવાથી એવણુના માનમાં તા૦ ૧૪ મી જુલાઇને દીને મુંબઇના સીવીલ એનજીનીયરો તેમજ એમના મીત્રો અને વખાણનારાઓ તરફથી તાજમાહળ હોટેલમાં ખાણુનો એક મેલાવડો કરવામાં આવયો હતો. એસીસટંટ એકઝીકયુટીવ એનજીનીયર શેઠ મનચેરજી એદલજી જોશીએ એક માનપત્ર તથા ટી સેટ શેઠ ભેદવારને એનાયત કરી એવણુના ભલા ગુણો માટે કેટલુંક વીવેચન કીધું હતું.

શેઠ માણેકજી મનચેરજી ભરૂચાએ મુંબઇની બોંબે ત્રેડીંગ કંપનીના એકાઉનટંટ અને કેશીયર તરીકે ૨૫ વરસ સુધી બજાવેલી લાંબી નોકરી માટે તા૦ ૧ લી મારચે એક મેલાવડો કરી એ કંપનીના મેનેજર મી૦ વાન રાઇકોમના હાથે હાઉીશ સ્ટાફે શેઠ માણેકજી તથા એવણુના ધણીયાણીને સોનાના છેડાઓ ભેટ કીધા હતા અને કંપનીએ સારી જેવી રકમનો ચેક આપ્યો હતો, જ્યારે વેપારીઓ તરફથી વીંટી વગેરેની ભેટ થઇ હતી.

શેઠ ફરામજી દાદાભાઇ લાલકાકા મુંબઇની મેસરસ ડબલ્યુ. એંડ આર. ગ્રાહમની હાઉીસમાં ૪૫ વરસ થયા છે અને કનસાઇનમેંટ ખાતાના વડાનો ઓધો ભોગવે છે તેવણુને લાંબી નોકરીની પીછાનમાં તા૦ ૬ ઠી મારચે એ હાઉીસમાં વડા મેનેજર મી૦ પેતનના હાથે સુનાનું ધડીયાળ ભેટ આપવામાં આવ્યું હતું.

શેઠ મનચેરજી ખરશેદજી મીસતરી ૪૧ વરસની નોકરી બજાવી રીટાયરડ થવાથી બોમબે ચેમબર ઓફ કોમરસના સ્ટાફે તા૦ ૧૧ મી નવેમબરે ઓ૦ મી૦ વેરડલો મીલનના પ્રમુખપણા હેઠળ મેળાવડો કરી સુવેનીર તરીકે સીલવર પલેટ એનાયત કરી હતી અને એવણે બજાવેલી સેવાઓ માટે સ્તુતી કરી પ્રમુખે કમીટી તરફથી સારી રકમનો ચેક ભેટ આપ્યો હતો.

અલીગઢ સનાતન ધરમ સ્કુલના હેડ માસટર એરવદ ખુરશેદજી શાપુરજી દાબુને લખનોની જરથોસ્તી અંજુમને તા૦ ૫ મી અકટોબરને દીને મોતી મહેલમાં એક મેલાવડો શેઠ જમશેદજી દાદાભાઇ પાઘડીવાળાના પ્રમુખપણા હેઠળ કરી માનપત્ર તથા પરસ એનાયત કરી હતી, જયારે બીજા ગ્રહસ્થોએ શીયાલો ભેટ આપી હતી.

કલકતા સેકન પ્રેસીડનસી બી. વાલનતીયર રાયફલવાળા સારજંટ ધનજીશાહ પેસતનજી તલાટીને લોંગ સરવીસ મેડલ મલ્યો હતો. એ ચાંદ પેહેલા જરથોસતી તરીકે ૩ વરસ ઉપર શેઠ એમ. સી. ગઝદરને મલ્યો હતો.

શેઠ હોરમજી તાંતરા પોતાની વીકટોરીયા નાટક કંપનીને લઇને મધરાસ ગયા હતા, ત્યાં કરેલા કેટલાક ધરમાડા ખેલોની આવક ફંડોમાં આપવાથી તા૦ ૨૧ મી નવેમબરે કરેલા ખેલ વખતે એક સોનાનો ચાંદ રાજા બદરા અલ્લમે અને બીજો સોનાનો ચાંદ જસટીસ અબદુલ રહીમ એનટર-ટેંમેન્ટ કમીટીએ તેમજ રોયલ ઠીએટરના માલેકોએ એક ચાંદીનું કપ સાસર અને ચાંદીના મુંડની લાકડી શેઠ તાંતરાને ભેટ કીધી હતી. એજ મુજબ કોલંબો ખાતે તા૦ ૨૦ મી ફેબરવારીએ કરેલા ખેલની આવક સીલોન ઇડીયન વોર ફંડમાં આપવાથી એ ફંડની કમીટીએ એક સોનાનો ચાંદ અને તા૦ ૬ ઠી મારચે કરેલા ખેલ વખતે સીલોનની પારસી અંજુમને એક હીરાજડીત સોનાનો ચાંદ શેઠ તાંતરાને ભેટ આપીયો હતો.

ડા૦ બેરામજી દાદાભાઇ રાણાએ નવસારીની સંસકરત પાઠશાળા સારૂ થયલા ધર્માદા ખેલમાં આપેલી મદદ માટે સુનાનો ચાંદ એવણુને ગયા અકટોબર માસમાં પાઠશાળા તરફથી ભેટ આપ-વામાં આવયો હતો.

બાઇ બાનુબાઇ ફીરોઝ દી. ગોરવાળાને ઇંડોરમાં ભરાયલા હુનરકલાના પ્રદરસનમાંથી એક સોનાનો અને રૂપાનો ચાંદ તથા બે સરટીફીકેટ તેમજ ઉદવારયા ગરલસ સ્કુલમાંથી પેંટીંગ અને કાચકામ માટે પેહેલું ઇનામ મલ્યું હતું.

વડોદરા ખાતે ગયા ડીસેમબરમાં ભરાયલાં હુનર ઉદયોગ અને ખેતીવાડીના પ્રદરશનમાંથી શેઠો બાલીવાલા અને હોમીને ચશમા માટે સોનાનો ચાંદ, બાઇ આઇમાય બેહેરામશાહ જાગોસને ભરતકામ માટે રૂપાનો ચાંદ અને શેઠ અરદેશર પેસતનજી અમનજીને ચીત્રકળા માટે સરટીફીકેટ અને બરોનઝ મેડલ મલ્યા હતા.

માઇસોર ખાતે ભરાયલાં એકઝીબીશનમાંથી બાઇ પરીન જાહાંગીરજી માઇસોરવાલાને ભરતકામ માટે મેડલ અને ઇનામ અને બાઇ શીરીન જાહાંગીરજી માઇસોરવાલાને બલાઉઝ ભરવા માટે ઇનામ મલ્યું હતું.

શેઠ જાહાંગીર એસ. વારડનને ૧૯૧૬ માં રમાયલી કવોડરેંગયુલર ક્રીકેટ મેચોમાં સારો દેખાવ કરવા માટે એક સોનાનું ઘડયાલ વીકટોરયા બેકરીવાળા શેઠ શીયાવક્ષ એ. આર. કનફેકશનરે આપ્યું હતું તેમજ એવણના વખાણનારાઓએ બીજાં બે સોનાનાં ઘડીયાલો ભેટ આપ્યાં હતાં.

શેઠ દોરાબશાહ એદલજી નગરવાલાને ખાનસાહેબનો ખેતાબ સને ૧૯૧૬ ના જુનમાં એનાયત થવાથી તેની ખુશાલીમાં અહમદનગરની જરથોસ્તી અંજુમને તા૦ ૯ મી જાનેવારીને દીને ધનાપટેલ હોલમાં એક મેલાવડો કરી ચાંદીની કાસકેટમાં એક માનપત્ર એનાયત કીધું હતું.

કરાંચીના જાણીતા શેહેરી ખા૦ બા૦ કાવશજી હોરમજી કાતરકને નામદાર સરકારે ખાનબહાદુરનો ખેતાબ બક્ષયો તેની ખુશાલીમાં કરાંચીની યંગમેન ઝોરાસ્ટ્રીયન કલબે તા૦ ૭ મી જુલાઇએ રાતે ખાનાનો મેલાવડો કરી માનપત્ર એનાયત કીધું હતું, જે વખતે ખા૦ બા૦ કાવશજીએ કરેલી સખાવતોની તારીફમાં કેટલુંક વીવેચન કરી એવણને મલેલા ખેતાબ માટે મુબારકબાદી આપી હતી. વળી ખા૦ બા૦ કાવશજીના માનમાં તા૦ ૧ લી સપટેમબરે કરાંચીના પારસી જીમખાનાના મેંબરો તરફથી ગારડન પારટીનો મેલાવડો કરવામાં આવ્યો હતો. ઓનરરી સેકરેટરી શેઠ જેમી નશરવાનજી મેહતાએ ખા૦ બા૦ કાવશજીની તારીફમાં વીવેચન કરતાં જણાવ્યું કે તમારી સખાવત કરવાની, વેપારી કુનેહની તથા તમારા મલતાવડા સ્વભાવની પીછાન સરવે જાણાઓ કરે છે. તમારા ધણીયાણીને નામે પારસીઓ માટે એક ચાલ બંધાવી છે અને તમારે નામનો કાતરક સ્વીમીંગ બાથ છે. સારવજનીક ઉપયોગ માટે લેડી ડફરીન હાસપીટલમાંનાં સુવાવડખાનાના નીભાવ માટે રૂ૫૦૦૦૦ આપયા છે. તમારી સખાવતની પારસી કોમ કદર બુજે છે તેમજ નામદાર સરકારે કદર બુજી તમુને ખાન બહાદુરનો ખેતાબ એનાયત કીધો છે, તેની ખુશાલી જાહેર કરવા આજે એકઠા મલ્યા છઇએ. ખોદા તમુને પુર તંદરોસ્તી બક્ષે અને હવે પછી એથી પણ વધારે ઉપયોગી સખાવતી કામો કરતા રહેશો એવી દુવા ગુજારીએ છીએ. ખા૦ બા૦ કાવશજીએ પોતાને આપેલા માન માટે સરવેનો ઉપકાર માની જણાવ્યું કે મને મલેલા ખેતાબ પછી મેલાવડાઓ કરવામાં આવ્યા છે તે માટે તેમજ આજે પારસી ઇનસટીટયુટે આપેલા માન માટે ઉપકાર માનુછું. મારી નાકેશ શકતી મુજબ લોકોના ફાયદા માટે થોડું ઘણું કીધુ છે તેની કદર બુજવાથી મને ખુશાલી ઉપજે છે. અને કોમની સેવા વધારે કરવામાં મને ઉતેજન મલશે. યંગમેનશ ઝોરાસ્ટ્રીયન એસોસીએશનને એક મકાનની જરૂર હોવાથી તે માટે આજે રૂ૨૦૦૦૦ ની રકમ આપુ છુ. એ પછી મેલાવડો વીસરજન થયો હતો.

મુંબઇની પારસી પંચાયતના સેકરેટરી સમસુલ ઓલમા એરવદ ડાકતર જીવણજી જમશેદજી મોદી, બી. એ., પી. એચ ડી. ને નામદાર શેહેનશાહ જયોરજની સાલગ્રેહની ખુશાલીમાં એમની જરથોસતી ધરમ સાહીતય તેમજ પુરવના સાહીત્યની સેવાઓની પીછાનમાં સી. આઇ. ઇ. ના

નામીચા ખેતાબની માનભરેલી નવાજેશ કરવામાં આવી હતી. એ માટે સમસુલ ઓલમાં એરવદ જીવણજીને ચોતરફથી મુબારકબાદી આપવામાં આવી હતી તેમજ જરથોસતી ભાઇબંધ મંડળી, અથોરનાન મંડળ વગેરે તરફથી મુબારકબાદી આપનારા ઠરાવો પસાર કરી એવણ ઉપર મોકલાવ્યા હતા.

અમદાવાદના જાણીતા શેહેરી ખાં૦ બા૦ નવરોજી પેસતનજી વકીલ સી. આઇ. ઈ. ને મળેલા સર નાઇટના નામીચા ખેતાબ માટે સઘળી ગમથી મુબારકબાદીઓ આપવામાં આવી હતી. તા૦ ૧૮ મી ફેબરવારીએ અમદાવાદની અગીયારીમાં ખાં૦ બા૦ સરદાર રૂશતમજી જાહાંગીર વકીલના પ્રમુખપણા હેઠલ મળેલી જરથોસ્તી અંજુમનની સભામાં સર નવરોજીને મુબારબાદી આપી માનપત્ર આપવાનો તેમજ તા૦ ૨૧ મીએ મળેલી અમદાવાદના શેહેરીઓની જાહેર સભામાં માતપત્ર વગેરે આપવાનો ઠરાવો પસાર થયા હતા. વળી પુણાના સર દી. એમ. પીટીટ પારસી જીમખાનાના સભાસદોએ ઇવનીંગ પારટીનો એક મેલાવડો તા૦ ૨૬ મી આગરટે કરી સર નવરોજીને માનપત્ર એનાયત કીધું હતું.

એડવોકેટ ઓફ ઇંડયાના રીપોરટર શેઠ દીનશાહ હોરમજી વાણીયાને નામદાર સરકારે જસટીસ ઓફ ધી પીસ નેમવાથી એવણને મુબારકબાદી આપવા મુંબઇના છાપાના રીપોરટરો તથા જરનાલીસ્ટો તરફથી ખાણાનો એક મેળાવડો તા૦ ૧૪ મી અકટોબરે રાતે ખેતવાડી બાટલીવાલાની વાડીમાં કરવામાં આવ્યો હતો. ખાણા ઉપર ટાઇમસ ઓફ ઇંડયાના રીપોરટર શેઠ નવરોજી એમ. દુમસીયાએ શેઠ દીનશાહની સલામતી લેવાડતાં એવણ પોતાના માયાલુ સ્વભાવથી છાપામંડલ સાથે સંબંધ રાખનારાઓને દરેક વખતે કાલજી અને ખંતથી મદદ કરે છે તે વીશે સ્તુતી કરી એવણના વખાણ કીધા હતા. તે પછી કેટલાક સાહેબોએ વીવેચન કરવા બાદ મેળાવડો વીસરજન થયો હતો.

શેઠ ડી. એન. પટેલે પત્રકાર, કથાકાર તરીકે કરેલી સેવાઓની કદરશનાસીમાં એવણના મીત્રો તથા વખાણનારાઓએ એક મેળાવડો બાલીવાળા ગ્રાંડ થીએટરમાં તા૦ ૨૯ મી એપ્રીલે બપોરના કરયો હતો. આ પ્રસંગે એમપ્રેસ નાટક મંડળીએ ગામડેની ગોરીનો ખેલ રજુ કીધો હતો. ખેલની અધવચે શેઠ બરજોરજી ફરામજી ભરૂચાએ શાહનામાનાં વાંચનો તથા કીરતનો મુંબઇ તેમજ દેશાવરો ખાતે શેઠ પટેલ કરે છે તે માટે એવણની સ્તુતી કરી એવણે કથાકાર સંગીતકાર લેખે બજાવેલી સેવાઓ માટે વીવેચન કરી જણાવ્યું કે એક ફંડ ઉભું કરવામાં આવ્યું છે જેમાં આ ખેલની આવક ઉમેરી શેઠ પટેલને એક પરસ આપવામાં આવશે. એ પછી કેટલાક ગ્રહસ્થોએ એવણની તારીફમાં વીવેચનો કરવા બાદ શેઠ રૂસતમજી બેરામજી જીજીભાઇના ધણીયાણીએ રૂપાંની એક કાસકેટ, કદરસનાસી પત્ર અને પરસ શેઠ પટેલને એનાયત કરવા બાદ શેઠ પટેલે પોતાને આપેલાં માન માટે સરવેનો ઉપકાર માનીયો હતો.

ગ્રાંટરોડની એરવદ દોરાબજી મીઠાઈવાળાની દરેહમેહરની રોજ ૯ મો માહા ૯ મા ને દીને પડેલી સાલગ્રેહની ખુશાલીમાં જશન કરવા પછી એ દરેહમેહરના પંથકીઓ એરવદ બરજોરજી કાવશજી બાઠેનાએ અને બેટા એરવદ માણેકજીએ પોતાની જાતી મેહનત અને ખંતથી ગોદાવરા મોબેદોના સવતંત્ર આલાતની કીયા જે અગાઉ કરવામાં નહી આવેલી તે એવણની દેખરેખ હેઠળ એ દરેહમેહરમાં કરવામાં આવી તે માટે ઉપકાર માની એ બંને સાહેબોને દરેહમેહરના ટરસ્ટીઓ, ગ્રાંટરોડવાસીઓ, તેમજ બીજા કેટલાક સાહેબોએ અકેકી શીયાલ એનાયત કીધી હતી.

સમસુલ ઓલમા દસ્તુરજી દારાબજી પેશોતનજી સંજાણા પોતાના ધણીયાણી બાઇ શીરીનબાઇ સાથે ઉડવાડે ગયા હતા, તે તકનો લાભ લઇ તા૦ ૨૯ મી નવેમબરે આતશબેહરામમાં એક મેળાવડો કરી અથોરનાન અંજુમન તરફથી એક શીયાલ દસ્તુરજી ખુરશેદજીએ તથા બીજી શીયાલ પોતા તરફથી આપી હતી. તે પછી મુંબઇના વાહાડયાજીના આતશબેહરામનાં મોબેદો તરફથી એક માનપત્ર તથા શીયાલ દસ્તુરજી દારાબજીને એનાયત કરવા બાદ દસ્તુરજી દારાબજીએ બીજે દીને નવજોતની થયલી કીયામાં દસ્તુરજી ખુરશેદજીને એક શીયાલ ઓઢાડી હતી.

ઉદવાડાના ડા૦ નશરવાનજી દો. દસ્તુરની શેહાદી મુંબઇમાં તા૦ ૨૪ મી જાનેવારીએ થઇ તેની ખુશાલીમાં ઉદવાડા અંજુમન તરફથી એવણને શીયાલ, સોનાનું ઘડીયાલ સાથ પરસ દસ્તુર ખુરશેદજી મીનોચેરજીએ ભેટ કીધી હતી તેમજ દસ્તુર ખુરશેદજીને બી શીયાલ ઓઢાડવામાં આવી હતી, બીજે દીને ઉદવાડાના મોબેદો તરફથી શેઠ વાહાડયાજીના આતશબેહરામમાં એક મેળાવડો સમસલ ઓલમા દસ્તુરજી દારાબજી પેશોતનજી સંજાણાની આગેવાની હેઠળ કરી દસ્તુરજી

જમશેદજીને એક શીયાલ સાથ માનપત્ર તેમજ દસ્તુરજી પેશોતનજી મીરઝાંને અને શેઠ એદલજી બરજોરજીને એકેકી શીયાલ એનાયત થઇ હતી.

નવસારીના પબલીક પ્રોસીકયુટર એરવદ દીનશાહ દાદાભાઇ મુલાંએ નવસારીમાં બગર સાથ અંજુમન સામે ય. ૧૨૫૮ માં સથાપાયલી અગીયારીના કેશમાં વરસો સુધી બાહોશીથી લડત ચલાવી બગર સાથ અંજુમનની બજાવેલી સેવા માટે એવણના માનમાં રોજ ૧૫ મે માહા ૫ માને દીને મેલાવડો કરી વડા દસ્તુરજી કેકોબાદજીએ બે શીયાલો ઓઢાડી હતી.

ગ્રાંટરોડ પર આવેલી બાઇ ડોશીબાઇ રૂશતમજી માસતરની માલેકી હેઠલ ચાલતી બ્રીટેનીયા ગરલસ સ્કુલની સીલવર જુબીલીનો મહોતસવ ઉજવવા માટે તેમજ એ પ્રસંગે વીદયારથીઓને ઇનામો વેંહચી આપવાનો એક મેલાવડો વીકટોરીયા થીએટમાં તા૦ ૨૨ મી ફેબરવારીને દીને શેઠ હોરમજી કાવશજી દીનશાહ એડનવાળાના પ્રમુખપણુ હેઠળ કરવામાં આવ્યો હતો. શરૂઆતમાં વીદયારથીઓએ ગાયન, ડરીલ વગેરે કરવા પછી સ્કુલના માલેક બાઇ ડોશીબાઇએ રીપોરટ વાંચતાં જણાવ્યું હતું કે ૨૫ વરસ ઉપર આ સ્કુલની સ્થાપના કરી હતી અને હાલમાં ૧૭૫ છોકરીઓ અભયાસ કરે છે અને સરકાર તરફથી રૂ૭૦૫ ની ગ્રાંટ મલે છે જે હમણા વધવાનો સંભવ છે. સ્કુલમાં ગુજરાતી, અંગ્રેજી, દરોઈંગ અને ભરત શીવણ કામ ઘણી સરસ રીતે શીખવવામાં આવે છે. એ પછી શેઠ હોરમજીએ લંબાણથી ભાષણ કરતા બાઈ ડોશીબાઇની કન્યા કેળવણીની ખીલવણી કરવા માટેની એકલા હાથની જહેમત અને સેવાની પીછાન કરી એ સ્કુલને સંતોસકારક હાલતમાં લાવવા માટે એવણને મુબારકબાદી આપી ફતેહમંદ વીદયારથીઓને ઇનામો વેહેંચી આપ્યા બાદ શેઠ એદલજી દો. તલાતીએ પ્રમુખનો ઉપકાર માની કેટલુંક વીવેચન કરવા પછી વીદવારથીઓ અને શીક્ષકો તરફથી એક વીંટી બાઇ ડોશીબાઇને ભેટ કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

નવસારીની સર કાવશજી જાહાંગીર મદરેસાની ૬૦ માં વરસની જુબીલીનો મોહોતસવ તા૦ ૬ ઠી અકટોબરે પડવાથી સાંજે જશનની ક્રીયા કરવા પછી સુબા મી૦ રામલાલ હીરાલાલના પ્રમુખપણા હેઠળ એક મેલાવડો કરવામાં આવ્યો હતો. એ વખતે સ્કુલના સેકરેટરી શેઠ ફરદુનજી માણેકજી કાંગાએ સ્કુલને લગતી કેટલીક વીગત આપતાં જણાવ્યું કે મદરેસાની સ્થાપના ૭૫ વીદયારથીઓથી થઇ હતી. લગભગ ૩૫૦ જણા મેટરીક થયા છે. શરૂઆતનું ફંડ રૂ૬૩૦૦ જેટલું હતું તે હમણા સવા લાખ જેટલું થયું છે. એ પછી ફતેહમંદ વીદયારથીઓને ઇનામો વેંહચ્યા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

નામદાર જડજ સર દીનશાહ ધનજીભાઇ દાવર તા૦ ૨૫ મી જુલાઇ ૧૯૧૬ ને દીને બેહેસતનશીન થયા હતા. એવણના મરણ માટે દલગીરી જાહેર કરવા અને મરણની નોંધ પંચાયતના દફતરમાં લેવાને તેમજ મરહુમ શેઠની યાદગારી માટેની હીલચાલ કરવાને તા૦ ૩ જી ડીસેમબર ૧૯૧૬ ને દીને સાંજે શેઠ દાદીશેઠના આતશબેહરામમાં નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટના પ્રમુખપણા હેઠળ અંજુમનની જાહેર સભા મલી હતી. સર જમશેદજીએ ભાષણ કરતાં જણાવ્યું કે સને ૧૨૮૫ નું શાલ જાણીતા પુરૂશોના મરણ સંબંધમાં ઘણું કમનશીબ નીવડયું છે, તેમાં સર દીનશાહના નીપજેલાં મરણ માટે આપણી દલગીરી દેખાડવાને ભેગા મલ્યા છે. કોમના ભલાં માટે એવણ તીક્ષણ દાઝ ધરાવતા અને હાઇ કોરટને પોતાની કાબેલયતથી દીપાવી હતી. વગેરે વીવેચન કરવા પછી સર દીનશાહના મરણ માટે દલગીરી દરસાવનારો તેમજ પંચાયતના દફતરમાં નોંધ લેવાનો તથા મરહુમના દીકરા શેઠ જાહાંગીર ઉપર દીલાસાપત્ર મોકલી આપવાના ઠરાવો પસાર થયા હતા.

પારસીઓ ઇરાનમાંથી હાંદેસાના મારેલા નીકળી આવી હીંદ સરજમીનમાં સંજાન ખાતે પહેલવેહેલો મુકામ તીર મહીનાના બમન રોજે કીધો હતો, તે મહાન અને ઇતીહાસીક બનાવની યાદમાં એક જશનની ક્રીયા મુંબઇની જશન કમીટીની આગેવાની હેઠળ રોજ ૧ લો માહા ૪ ઠા ને દીને સંજાન નગરીની યાદગાર ભુમી ઉપર જરથોસતીઓના એક મોટા મેલાવડા સનમુખ કરવામાં આવી હતી. જશનની ક્રીયા ઉદવાડાવાળા દસ્તુરજી ખુ. મીનોચેહરજીએ કરવા પછી જશન કમીટીના પ્રમુખ શેઠ જાહાંગીર જમશેદજી વીમાદલાલે "પારસીઓ અને સંજાન" એ વીશય પર એક ભાષણ કરતાં જણાવયું કે આપણા ન્યાગાનોને સંજાન ખાતે ઉતરવાને બારસોને એક વરસ પુરા થયા છે. જુદા જુદા ગામોના દસ્તુરજી સાહેબોએ આજે સાથે મલીને જશન કર્યું તે એક યાદગાર બનાવ છે.

એ પછી સમસુલ ઓલમાં દસ્તુરજી દારાબજીએ પ્રસંગને અનુસરતું કેટલુંક વીવેચન કરી શેઠ જાહાંગીર વીમાદલાલને એક શીવાલ તેમજ ઉડવાડાના દસ્તુરજી ખુરશેદજીએ બીજી શીવાલ એનાયતકરી હતી.

દમણનું દોખમું જુનું થવાથી સરકારી જમીન લેવા માટે દમણની જરથોસ્તી અંજુમને ૧૯૧૩ ની તા૦ ૧૩ મી ડીસેમબરે ગોવાના માજી ગવરનર જેનરલની દમણમાં મુલાકાત લીધી હતી. તેવણે ઘટતું કરવાને કહેવાથી દમણની અંજુમનના સરનશીન શેઠ જાલભાઇ દોરાબજી ભરડાએ દીંગનવાડા ગામમા આવેલી જમીન આપવાની માગની તા૦ ૨૧ મી ડીસેમબર ૧૯૧૫ ને દીને કરવાથી ૨૭૪૬૦ ચોરસ વાર જેટલો જમીનનો ટુકડો રૂ૧૪ ના વારસીક નામને ભાડે અંજુમનને સવાધીન કરવામાં આવયો હતો. જે સંબંધીની સઘળી કારસાજી દમણના જાણીતા શેહરી પ્રોફેસર અરદેશર શોરાબજી પોસ્ટવાળાએ કરીને પાર ઉતારવાથી દમણના જરથોસ્તીઓએ તા૦ ૪ ઠી જુને એવણના મકાનમાં ભેગા મલીને પ્રો. અરદેશરનો ઉપકાર માન્યો હતો. એ પછી તા૦ ૬ ઠી જુને નામદાર ગવરનર જેનરલ પોરટુગલ જવાથી દમણની અંજુમને ચાંદીના કાસકેટ સાથે એક માનપત્ર એનાયત કીધું હતું.

નામદાર મરહુમ સર દીનશાહ માણેકજી પીટીટ પેહલા બારોનેટનું સંગેમરમરનું બાવલુ ભાટયા બાગમાં ખુલ્લું મેલવાની ક્રીયા તા૦ ૮ મી ફેબરવારીને દીને નામદાર ગવરનર લોરડ વીલીંગડને એક મેલાવડા સનમુખ કરી હતી. જે વખતે ઓનરેબલ શેઠ ફીરોઝ સી. શેઠનાએ નામદાર સર દીનશાહની તારીફમાં વીવેચન કરતાં જણાવ્યું કે એવણ ઘણા સાહસીક હતા અને એવણની નાતજાતના તફાવત વગરની ઓહોલી સખાવત જમજાણીતી છે, જે લગભગ પાંતરીસ લાખ રૂપ્યાની થવા ગઇ છે. વળી એવણે જાહેરમાં ઘણો આગેવાન ભાગ લઇ નામદાર સરકાર તથા પ્રજાનું સારૂ માન મેલવ્યું હતું અને એવણને બારોનેટના મોટા માનવંત ખેતાબથી નવાજવામાં આવ્યા હતા. આવા એક લાયક શેહેરીના મરણ પછી એક જાહેર સભા શેરીફે ટાઉન હાલમાં તા૦ ૧૯ મી આગસ્ટ ૧૯૦૧ ને દીને બોલાવી હતી, જયાં મરહુમ નરની યાદગારી રાખવા માટે ઉઘાડેલાં ફંડમાંથી એક સંગેમરમરનું બાહાવલું બનાવવામાં આવ્યું છે. એ પછી નામદાર ગવરનરે બાવલું ખુલ્લું મેલાયલું જાહેર કરવા બાદ મરહુમ નામદાર સર દીનશાહની તારીફમાં લંબાનથી વીવેચન કરવા પછી મલાવડો વીસરજન થયો હતો.

ખા૦ બા૦ આદરજી મ. દલાલ અને શેઠ રૂશતમજી હો. વખારીયાની તસવીરો ભરૂચની વખારીયા] દરેહમેહરમાં રોજ ૧૭ મો માહ ૪ થાને દીને, ખા૦ બા૦ ડાકટર ડોશાભાઇ પેસતનજીની સબી સુરતની મ્યુનીસીપલ હોલમાં રોજ ૧૦ મો માહા ૭ માને દીને, શેઠ કાવસજી મા. રૂ. બનાજીની સબી કલકતાની બનાજીની દરેહમેહરમાં રોજ ૨૯ મો માહા ૮ માને દીને, મરહુમ શેઠ બમનજી દીનશાહજી પીટીટની સબી જે એવણના ધણીયાણી બાઇ ગુલબાઇએ ભેટ આપેલી તે સુરતના શેહનશાહી આતશબેહેરામમાં ગયા નવેમબર મહીનામાં, તેમજ શેઠ બમનજીની બાઇ હીરાંબાઇએ ભેટ આપેલી સબી મુંબઇની શેઠ મેવાવાળાની દરેહમેહરમાં રોજ ૧૭ મો માહા ૪ થાને દીને, મરહુમ શેઠ જાહાંગીર સોરાબજીની તસવીર મુંબઇના થીઓસોફીકલ હોલમાં રોજ ૨૩ મો માહા ૨ જાને દીને, મરહુમ દસ્તુરજી રૂશતમજી જમશેદજીની તસવીર સુરતના શેહેનશાહી આતશબેહરામમાં રોજ ૨૭ મો માહા ૨ જાને દીને, મરહુમ દસ્તુરજી નશરવાનજી કેખશરૂની સબી સુરતના શેહેનશાહી આતશબેહરામમાં રોજ ૨૦ મો માહા ૪ થાને દીને, મરહુમ એરવદ એદલજી બરજોરજી મુલ્લાંની સબી નવસારીના આતશબેહરામમાં રોજ ૧૯ મો માહા ૭ માને દીને, મરહુમ સર પીરોશાહ મેરવાનજી મેહતાની સબી મુંબઇની પ્રેસીડનસી એસોસીએશનમાં રોજ ૨૫ મો માહા ૭ માને દીને અને મરહુમ સર દીનશાહ ધનજીભાઇ દાવરની સબી ભરૂચની હોમાવાળાની દરેહમેહરમાં રોજ ૨૨ મો માહા ૧૧ માને દીને ખુલ્લી મુકવામાં આવી હતી.

સીમલાની મેશરસ મોરટન કું૦ ના મેનેજર શેઠ નશરવાનજી નવરોજી મુનશીએ સાત જાણીતા માણસોની તવારીખ એક પોસ્ટ કારડ ઉપર લખી તેઓને ભેટ આપી છે. હાલના વાઇસરાય લોરડ ચેમસફરડની તવારીખ કારડ ઉપર ૭૭૧૮ અક્ષરમાં લખી વચમાં એ નામદારનો ફોટો મુકયો હતો અને એ નામદારના જનમ દીવસે ભેટ મોકલ્યો હતો, જે માટે ઉપકાર માનનારો કાગળ વાઇસરાયના પ્રાઇવેટ સેકરેટરી તરફથી એવણને મલ્યો છે.

# જાણીતા જરથોસ્તીઓના મરણો.

ખાન બહાદુર ડા૦ રતનજી રૂશતમજી દાદીના ૬૩ વરસની વયે રોજ ૨૫ મો માહા ૧ લાને દીને હારટ ફેલ થવાથી વાંદરા ખાતે મરણ પામ્યા હતા. મરહુમે ૧૮૭૩ માં મેટરીકની અને ૧૮૭૮ માં એલ. એમ. એંડ એસ. ની તબીબી પરીક્ષા પસાર કરી હતી. એવણની મદદ-નીશ સરજયન તરીકે મુંબઇમાં જેનરલ ડયુટી ઉપર ૧૮૭૮ માં નેમણુક થઇ હતી. તે પછી ઉરન, સાદરા, વલસાડ વગેરે શેહેરોમાં તબીબ તરીકે એવણને નેમ્યા હતા. થોડા વખત સુધી મુંબઇમાં સર જમશેદજી તેમજ ગોકળદાસ હાસપીટલમાં મદદનીશ સરજયન નેમાયા હતા. છેલ્લે વાંદરાના સરકારી દવાખાનામાં નેમાયા પછી એક દહાયકો સુધી ઓધો ભોગવી પાંચ વરસ થયાં રીટાયરડ થયા હતા. ડા૦ દાદીના જયાંથી તબીબ તરીકે નેમાતા ત્યાંની મ્યુનીસીપાલીટીમાં એવણની નેમ-ણુક થતી હતી. એવણને ૧૮૯૭ માં ખાન સાહેબનો તથા બીજે વરસે ખાન બહાદુરનો ખેતાબ એનાયત થયો હતો અને સુલેહના અમલદારબી નેમાયા હતા.

શેઠ પેસતનજી બરજોરજી મેહતા ૮૦ વરસની વયે રોજ ૨૬ મો માહા ૧ લાને દીને નવ-સારી ખાતે મરણ પામ્યા હતા. સચીનના હાલના નવાબના પીતાજીને ગાદીએ બેસાડયા તે વખતે તેવણ સગીર હોવાથી નામદાર સરકારે એક અમલદાર તરીકે એવણની નેમણુક કીધી હતી અને મરહુમે સારો કારોબાર ચલાવવાથી દીવાન નેમ્યા હતા. રીટાયર થયા ત્યારે નવાબે શીયાલ અને વીટી આપવા ઉપરાંત પ્રજા તરફથી માનપત્રો અને શીયાલો મરહુમને એનાયત થઇ હતી. એ પછી એવણ નવસારીમાં આવી વસ્યા હતા અને મરહુમને ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે નામદાર ગાયકવાડે નેમયા હતા. વળી એવણ નવસારીની સરની સ્કુલના અને બઝમે જશને રૂઝે હોરમઝદના પ્રેસીડંટ હતા.

ડા૦ બરજોરજી હોરમજી દાંતરા ૬૧ વરસની વયે રોજ ૧ લો માહ ૨ જાને દીને હારટ બંધ થવાથી મરણ પામયા હતા. એવણે ૧૮૭૩ માં મેત્રીકયુલેશનની અને ૧૮૮૧ માં એલ. એમ. એંડ એસ. ની પરીક્ષા પસાર કીધી હતી. એવણ કોટની ધરમની ડીસપેનસરીના ઘણા વરસો સુધી તબીબ હતા તેમજ ખાનદેશ મીલસ, સુંદરદાસ મીલ વગેરે બીજી કંપનીઓના ડીરેકટર અને એલ-ફીનસટન ક્રીકેટ કલબના પ્રમુખ હતા.

શેઠ ફરામરોજ રૂ. ઉનવાળા જલગામ ખાતે ૩૫ વરસની વયે રોજ ૯ મો માહ ૩ જાને દીને મરણ પામયા હતા. એવણે ૧૮૯૭ માં મેત્રીક થઇ પ્રીવીયસની પરીક્ષા પસાર કરી પુણાની ઇજનેરી કોલેજમાં જોડાયા હતા. કોલેજના ત્રીજા વરસના અભયાસ દરમયાન એવણને કોલેજના ફેલો નેમયા હતા. ૧૯૦૩ માં એલ. સી. ઇ. ની પરીક્ષા પસાર કરી બરકલી મેડલ તથા સ્કોલરશીપો મેલવી હતી. ૧૯૦૪ માં સરકારી નોકરીએ જોડાઇ થાના, ખેડા વગેરે જીલ્લામાંબી નોકરી કરી હતી. ૧૯૧૩ થી એકઝીકયુટીવ એનજીનીયરના ઓધા ઉપર એવણની વારંવાર નેમણુક થતી હતી.

શેઠ દીનશાહ દોરાબજી મીસતરી ૮૨ વરસની વયે રોજ ૨૪ મો માહા ૩ જાને દીને મરણ પામયા હતા. એવણે ઇજનેર અને આરકીટેકટનો ધંધો ચાલુ કરી પોતાના હાથે પલાનો બનાવી સર જમશેદજી સ્કુલ બીલડીંગ, અંજુમનનું આતશબેહરામ, વગેરે ઘણી બીલડીંગો બાંધી હતી. તેમજ દેશાવરોના ધરમના મકાનોના પલાનો કાંઇબી દામ લીધા વીના બનાવી મોકલાવતા હતા ૧૮૯૬ માં સુરતનું ગોપીપુરાનું પોતાનું ઘર મયુનીસીપાલીટીને સ્કુલ માટે ભેટ આપયું હતું. ઉડવા-ડામાં ૧૯૦૧ માં ધરમશાળા અને તેની બાજુમાં પોતાના મરહુમ બેટા ફરદુનની યાદમાં જમણો વગેરે માટે ફરદુન બાગ નામનું મકાન બંધાવ્યું હતું. ૧૮૯૦ માં મરહુમને વેલાતની સોસાયટી ઓફ આરકીટેકટોના મેમબર અને ૧૯૦૧ માં સુલેહના અમલદાર નેમ્યા હતા.

શેઠ મનચેરજી ફરામજી તંબોલી ૭૫ વરસની વયે રોજ ૨૫ મો માહા ૪ થાને દીને મરણ પામ્યા હતા. એવણે પોતાના મમાવા સાથ મોતીનો તેમજ રૂ, સુતરનો વેપાર કીધો હતો. શેઠ મેહરવાનજી ફ. પાંડે ચેરીટી ફંડના ૧૮૮૨ થી મરણ સુધી સેક્રેટરી હતા. ૧૮૯૩ માં સોરાબ

વુલન મેન્યુફેક્ચરીંગ કં૦ ના લીકવીડેટર તરીકે ઘણી બાહોસીથી કામ બજાવી એ મીલને પાછી લીકવીડેશનમાંથી ખેંચી લઇ તેના એજંટોને સ્વાધીન કરી હતી.

શેઠ રૂશતમજી દોરાબજી બીલીમોરીયા ૬૪ વરસની વયે રોજ ૪ થો માહા ૫ માને દીને મરણ પામ્યા હતા. શરૂઆતમાં મુંબઇની જુદી જુદી સ્કુલોમાં નોકરી કરવા પછી જ. ન. પીટીટ આરફનેજમાં તેની શરૂઆતથી જોડાયા હતા. એવણુને અંકગણીતનું જ્ઞાન સારૂં હોવાથી ૧૮૭૫ અને ૧૮૮૭ માં અંકગણીતની ચોપડીઓ બહાર પાડી હતી. એવણે જુદાં જુદાં વરતમાન પત્રો અને ચોપાન્યામાં ઘણી બાબદો ઉપર લખાણો કીધાં હતાં.

શેઠ જમશેદજી બેહરામજી કાંગા ૬૩ વરસની વયે રોજ ૫ મો માહા ૬ ઠાને દીને મરણ પામ્યા હતા. એવણે ૧૮૬૮ માં મેટરીકની, ૧૮૭૪ માં બી. એ. ની અને ૧૮૮૩ માં એલ. એલ. બી. ની પરીક્ષાઓ પસાર કરી ઉમરાવતીમાં એક ફતેહમંદ વકીલ તરીકે ધંધો ચલાવતા હતા. ૧૯૦૫ માં બીરારની પારસી મેટરીમોન્યલ કોરટના ડેલીગેટ નેમાયા હતા. ગળાંના નાસુરનું દરદ થવાથી સારવાર માટે મુંબઇ આવ્યા હતા અને થોડા વખત પછી મરણ નીપજયું હતું.

શેઠ નસરવાનજી બેરામજી ફારબસ ૬૬ વરસની વયે રોજ ૬ ઠો માહા ૬ ઠા ને દીને મરણ પામયા હતા. જાણીતા સોલીસીટરો મેસરસ કરેગી, લીનચ અને ઓવનની પેહેડીમાં જોડાઇ મરહુમ પોતાની બાહોશી તથા ચાલાકીથી વધી મેનેજીંગ કલારકના મોટા ઓધા ઉપર અવ્યા હતા અને પોતાની લાયકી તથા ખંતથી ઘણી સારી નામના મેલવી હતી. એ પેહેડીમાં ૨૩ વરસ નોકરી કરવા પછી એવણુને પેહલા સર દીનશાહ પીટીટના સલાહકાર અને સેકરેટરી નેમવામાં આવયા હતા. ૧૯૧૧ માં એવણુના એક બેટા શેઠ બેરામજી સોલીસીટર થવાથી મેસરસ ફોરબસ એંડ કંપનીને નામે સોલીસીટરની હારીશ પોતાના દીકરા સાથે કાઢી ઘણી બહોશીથી મુકદમાઓનું કામ ચલાવતા હતા. એવણુના બીજા બેટા શેઠ દોરાબજી સોલીસીટર થવાથી એ પેહેડીમાં જોડાએલા છે.

શેઠ લવજી મેરવાનજી વાડયા, બેરીસ્ટર ૬૨ વરશની વયે રોજ ૨૫ મો માહા ૬ ઠા ને દીને અમદાવાદ ખાતે મરણ પામયા હતા. એવણે ૧૮૮૬ માં કેમબ્રીડજ યુનીવરસીટીની બી. એ. ની અને ૧૮૮૭ માં બેરીસ્ટરની પરીક્ષા પસાર કરી અમદાવાદ ખાતે બેરીસ્ટર તરીકે ફતેહમંદીથી ધંધો ચલાવવા માંડયો હતો. ૧૮૯૧ માં અમદાવાદની ગુજરાત કોલેજના લોના લેકચરર અને ૧૮૯૨ માં મયુનીસીપલ તથા તાલુકા બોરડના સભાસદ તરીકે એવણુની નેમણુક થઇ હતી. ૧૮૯૮ મા મરહુમને ગાયકવાડી રાજ્યમાં ધારાના હીમાયતી તરીકે કામ કરવાની પરવાનગી મલી હતી.

નવાબ ફરામરોઝ જંગ બહાદુર ૬૦ વરસની વયે હેદરાબાદ ખાતે રોજ ૯ મો માહા ૭ માને દીને મરણ પામયા હતા. એવણનું નામ ફરામજી જમશેદજી મુનસી હતું. શરૂઆતમાં નામદાર નીઝામ સરકારના રેવન્યુ સરવે ખાતામાં રહી પાછલથી તાલુકદારના ઓધાઓપર નેમાઇ અવલ તાલુકદાર થયા હતા. સેવટે એવણુને સુબાનો ચહડતો ઓધો મલ્યો હતો અને ૩૨ વરસ સુધી નોકરી કરી ૪ વરસ ઉપર રીટાયરડ થયા હતા. શેઠ ફરામજીને ૧૮૯૦ ની તા૦ ૯ મી ડીસેમબરે નામદાર નીઝામ તરફથી નવાબનો ખેતાબ મલવાથી નવાબ ફરામરોઝ જંગ બહાદુર તરીકે ઓલખાતા હતા.

શેઠ હોરમજી દાદાભાઇ સંતોક ૫૮ વરસની વયે રોજ ૧૨ મો માહ ૯ માને દીને મરણ પામયા હતા. શરૂઆતમાં મુબઇ સમાચારમાં રીપોરટર તરીકે રહી સબ એડીટર થયા હતા. જ્ઞાન વરધક, વીદયા મીત્ર વગેરે ચોપાન્યામાં તેમજ ઘણા પેપરોમાં સારા લખાણો કરતા હતા. ૧૮૮૩માં સ્ટેમપ ખાતામાં નોકરીએ રહયા પછી કસતમ ખાતાંમાં ચીફ ઇનસપેકટર અને કામચલાઉ સુપર-વાઇઝર તરીકે છેલ્લા નેમાયા હતા. ૧૮૮૯ માં થીઓસોફીક સોસાયટીમાં જોડાઈ તેના ત્રેઝરર તથા કારોબારી મંડળના સભાસદ તરીકે સારી સેવા બજાવી હતી.

શેઠ ડોશાભાઇ બેજનજી મોતીવાલા ૬૯ વરસની વયે રોજ ૨૫ મો માહા ૯ માને દીને મરણ પામયા હતા. ૧૮૭૦ માં હાઇ કોરટમાં એસીસટંટ ટરાનસલેટર તરીકે રહયા પછી એપેલેટ સાઇ-ડમાં તેમજ ઓરીજીનલ સાઇડમાં ત્રાનસલેટર તરીકે ચાલાકીથી કામ બજાવવાથી ૧૯૦૦ માં

ચીફ ટ્રાનસલેટર અને ઇનટરપ્રેટરનો ઓધો મલ્યો હતો, તે માન સાથ ભોગવી ૩૫ વરસની લાંબી નોકરી બજાવી ૧૯૦૫ માં રીટાયરડ થયા હતા. મરહુમે શેઠ ફ. કા. બનાજીની પવઇ ઇસટેટના રીશીવર તરીકે ૧૯૦૪ થી ઘણી બાહોશીથી કામ કરી આમદાનીમાં સારો વધારો કરી આપ્યો હતો. એવણુની થાંસાની ગોલી, મરદાની દવા ઘણી જાણીતી છે જે દવા સસતી કીમતે વેચતા હતા.

બાઇ મહેરબાઇ હોરમસજી એદલજી આલબલેસ ૮૨ વરસની વયે રોજ ૩૦ મે માહા ૯ માને દીને પોતાના મકાનમાં મરણ પામયાં હતાં. એવણુ પારસી પંચાયતના માનવંત માજી અક્ષાબર શેઠ હોરમસજીનાં ધણીયાણી થતાં હતાં જેવણુ સાથ એ મરહુમ અસરાફ બાઇએ ૭૭ વરસ સુધી સંસાર સુખ ભોગવયું હતું, અને પોતાની સાદાઇ, મીલનસાર સ્વભાવ તથા પરોપકારી લાગણીથી પોતાના બેશાવંદોમાં માન પામવા ઉપરાંત પોતાની આસપાસ બોહોળું મીત્રમંડળ ઉભું કરયું હતું. બાઇ મેહેરબાઈ લાંબી હઇયાતી ભોગવી ત્રણથી ચાર પેઢીનું સુખ જોઇ બાલગોપાલના આશીશ મેળવીને આ જહાન છોડી ગયાં છે. લગન પ્રસંગે શેઠ હોરમસજીની વય માત્ર ૬ વરસની હતી જયારે બાઇ મહેરબાઇ પાંચ વરસના હતાં. બાઇ મહેરબાઇ ઉદાર દીલગુરદો ધરાવતાં હતાં અને એવણુ ઘણી છુપી સખાવતો કરતાં હતાં.

શેઠ એદલજી જમશેદજી ખોરી બેરીસ્ટર, ઇંગલાંડ મધે ૭૦ વરસની વયે રોજ ૩ જો માહા ૧૦ માને દીને મરણ પામ્યા હતા. એવણે ૧૮૬૫ માં મુંબઇની મેટરીકયુલેશનની અને ૧૮૮૨ માં ઇંગલંડની બેરીસટરની પરીક્ષા પસાર કરી હતી. એવણે બીજાઓ જોડે ૧૮૬૫ માં અરેબીયન નાઇટસનો ગુજરાતીમાં તરજુમો કરી એ પુસતકમાં છપાવી બહાર પાડયો હતો અને ૧૮૮૦ માં પ્રાણીવીદયા નામનું પુસ્તક પ્રગટ કીધું હતું. વીકટોરીયા નાટક મંડળી તરફથી એવણુનો ૩૩૦૦ ના ઇનામનો લખેલો રૂશતમ અને સોરાબના દાસતાનનો નાટક ભજવી બતાવવામાં આવ્યો હતો. એવણે નુરજેહાન, ખોદાબક્ષ, વગેરે નાટકો રચી પ્રગટ કીધા હતા. જ્ઞાન પ્રસારક મંડળીના કારોબારી હતા અને એ મંડળી તરફથી તેમજ બીજાં ઘણા ભાષણો કીધાં હતાં. એવણે કેટલાંક વરસ સુધી સીંગાપોર ખાતે બેરીસ્ટરનો ધંધો ફતેહમંદીથી ચલાવ્યા પછી ઇંગલાંડ જઇ વસ્યા હતા.

શેઠ સોરાબજી ફરામજી ગઝદર ૭૦ વરસની વયે રોજ ૧ લો માહા ૧૧ માને દીને મરણ પામયા હતા. મેસરસ તાતા સનસની પેહડીમાં મુકાદમીનું કામ કરવા માંડયું હતું અને એવણુ પોતાના સારા ગુણો અને પરમાણીકપણાથી તાતા શેઠોનું મુકાદમીને લગતું સરવે કામકાજ મેલવી શકયા હતા. મરહુમ ઘણા મલતાવડા સ્વભાવના અને નમાના હતા તેથી બોહલું મીત્ર મંડળ એકઠું કીધું હતું. એવણુના વડવાઓએ ચીખલી ગામમાં બંધાવેલી દરેહમેહર બીસમાર થયાથી ત્રણ વરસ ઉપર બંધાવી આપી હતી.

શેઠ રૂશતમ ફીરોઝશાહ મોદી ૪૦ વરસની વયે રોજ ૯ મો માહ ૧૧ માને દીને મરણ પામયા હતા. એવણુ ૧૮૯૭ માં બી. એ. અને બીજે વરસે એમ. એ. થઇ ૧૯૦૧ માં એલ. એલ. બી. થયા હતા. એ પછી ૧૯૦૮ માં સોલીસીટર થઇ મેસરસ ક્રાફરડ બ્રાઉનની પેહેડીમાં સોલીસીટર તરીકે જોડાયા હતા.

શેઠ નવરોજી હોરમજી કુપર ૬૦ વરસની વયે રોજ ૯ મો માહા ૧૧ માને દીને મરણ પામયા હતા. એવણે એલફીનસટન કોલેજમાં અભયાસ કરી ૧૮૮૦મા બી. એ. ની પરીક્ષા પસાર કીધી હતી. લગભગ બે દહાયકા સુધી અતરેની જ. ન. પીટીટ પારસી આરફનેજમાં પ્રીનસીપાલનો માન ભરેલો ઓધો ભોગવ્યો હતો. અને એના કામમાં ઘણો આગેવાની ભરેલો ભાગ લઇ એ આરફનેજને ઘણી કીમતી મદદ કીધી હતી. ૧૯૧૨ માં અતરેની લેડી સાકરબાઇ પીટીટ જાનવરોની હાસપીટલ અને જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળીના સેકરેટરી તરીકે એવણુની નેમણુક થઇ હતી. એ ઓધો એવણે મરણ સુધી ભોગવ્યો હતો. મરહુમ ભલા નમાના તથા એકમારગી ગ્રહસ્થ હતા.

શેઠ આદરજી કાવશજી નગરવાળા ૭૦ વરસની વયે રોજ ૧૫ મો માહા ૧૧ માને દીને ખડકી ખાતે મરણ પામ્યા હતા. ખડકી, અહમદનગર અને સોલાપુરના જાણીતા વેપારીઓ તથા કંટરા-

ફટરી શેઠો ખરશેદજી એંડ સનસની પેહેડીના શેઠ આદરજી ભાગયા થતા હતા. એ પેહેડીના માલેકો ઉદાર દીલથી દરેક સખાવતી કામોમાં તેમજ જાહેર બનાવો વખતે સારી મદદ કરતા આવ્યા છે અને ૧૮૯૨ માં અહમદનગર ખાતે થયલી મોંઘવારી વખતેબી કીધી હતી. શેઠ આદરજી સોલાપુર અંજુમનના સેક્રેટરી હતા અને ત્યાંની જરથોસ્તી અંજુમનને લગતાં કામોમાં સારો ભાગ લીધો હતો. શેઠ આદરજી કા. નગરવાળાએ અને શેઠો આદરજી મ. દલાલની કંપનીએ આઠ ગાળાની ચાલી ગરીબો માટે બંધાવી ૧૯૦૯ માં ડફરીન હાસપીટલને ભેટ આપી કે એના ભાડાંની આવક ખરચ બાદ જતે હાસપીટલના નીભાવ ખરચમાં વાપરવી.

શેઠ ફરામજી બમનજી જીજીભાઇ ૭૦ વરસની વયે રોજ ૨૪ મો માહા ૧૧ માને દીને મરણ પામ્યા હતા. મરહુમનો જનમ ૧૮૪૭ માં થયો હતો. એવણે પોતાના ભાઇઓ સાથે વેપાર કરવા માંડયો હતો પણ પાછળથી રીટાયરડ લાઇફ ગુજારતા હતા. મરહુમ એક ફ્રીમેશન હતા અને ઘણી લાડજો સાથે સંબંધ ધરાવતા હતા. એવણે જુદી જુદી લાડજોમાં લગભગ રૂપ્યા વીસ હજારની સખાવત કીધી હતી. વળી લેડી સાકરબાઇ હાસપીટલમાં શેડ બાંધવા રૂ૩૫૦૦, ડા૦ માસીના હાસપીટલમાં રૂ૧૦૦૦, બમનજી પીટીટ હાસપીટલમાં રૂ૫૦૦ આપવા ઉપરાંત એવણની બીજી જાહેર તેમજ ખાનગી સખાવતો ઓહાળી હતી અને ગરીબ ગુરબાઓમાં સારી ખેરાત કરતા હતા.

ડા૦ જમશેદજી એરામજી વીમાદલાલ રોજ ૨૬ મો માહા ૧૧ માને દીને ૮૦ વરસની વયે નવસારી ખાતે મરણ પામ્યા હતા. એવણને ૧૮૬૨ માં જી. જી. એમ. સી. ની ડાકટરની સનદ મલી હતી. તે પછી નવસારી ખાતે તબીબી ધંધો ચલાવાનો શરૂ કીધો હતો અને મુખ્ય કરીને સુવાવડના ડાકટર તરીકે એવણે ત્યાંની પ્રજાની સારી સેવા બજાવી હતી. ૧૮૬૪ માં સર કાવશજી જાહાંગીર રેડીમનીએ પોતાને ખરચે નવસારીમાં એક ધરમનું દવાખાનું ડા૦ જમશેદજીના ઉપરીપણા હેઠળ ઉગાડી ૧૮૯૭ સુધી ચાલુ રાખ્યું હતું. ૧૮૯૩ માં નામદાર ગાયકવાડ સરકારે મરહુમને ઓનરરી મેજીસ્ટરેટ નેમ્યા હતા. ડા૦ જમશેદજી અતરેના જાણીતા સોલીસીટર અને વકતા, શેઠ જાહાંગીરના પીતા થતા હતા. એવણે પોતાની હઇયાતીમાં સારી સખાવત કીધી હતી.

શેઠ દારાબ પાલનજી એ. પદમજી ૩૨ વરસની જવાન વયે રોજ ૧૦ મો માહા ૧૨ માને દીને મરણ પામયા હતા. એવણે ન્યુ હાઇ સ્કુલમાં કેળવણી લઇ કોલેજમાં કેટલોક વખત સુધી અભીયાસ કરવા પછી એવણના પીતાજીના ધીકતા ધંધામાં જોડાયા હતા. એ કેળવાયલા બેટાએ પોતાના પીતાજી સાથે ભાગીદારીમાં સામેલ થતાંજ પોતાના ધંધાને ઓહોલા પાયા ઉપર ખીલવી નાખી મુંબઇની મીલો, મોટી મીલકતો તેમજ રજવાડાના ઘણા ભારી કીસમના કામો ફતેહમંદી સાથે ઉપાડી લેવામાં સારી મદદ આપી હતી. એઓ તરફથી મીલકતો બાંધવાની ઇટોનું ગંજાવર કારખાનું ખોલવામાં આવયું છે. છેલી મ્યુનીસીપલ તળાવની ભારી ભીંટ ઉંચકવાનું તેમજ હમણા શરૂ થતી ઇદરાવેલી હાઇદરો ઇલેક્ટ્રીકસ વરકસનું એમને મોટું કંત્રાકટ મલ્યું છે. એવણની પેહડી હસ્તક લગભમ ૧૫૦૦ નોકરો કામ કરે છે. પોતાના કામના આવા ઓહોલા વધારાને શેઠ દારાબ ઘણી ઉલટ અને કાલજી સાથે પુગી વલતા હતા. એવણ ઘણા નમાના, ભલા અને મીલનસાર સ્વભાવના હતા.

શેઠ દીનશાહ સોરાબજી મોદી ૬૭ વરસની વયે રોજ ૨૧ મો માહા ૧૨ મા ને દીને મરણ પામયા હતા. એવણ ૧૮૬૭ માં મેત્રીક થઇ બે વરસ પછી એફ. ઇ. એ. ની પરીક્ષા પસાર કીધી હતી. ૧૮૭૪ માં ફોર્ટ હાઈ સ્કુલમાં એક શીક્ષક તરીકે જોડાયા પછી તેના પેહલા મદદનીશ શીક્ષક થયા હતા. એક શીક્ષક તરીકે કાળજી બટાવી વીદયારથીઓને સારૂ શીક્ષણ આપતા હતા તેથી એ સ્કુલ સાથનો સંબંધ છોડવાથી વીદયારથીઓ તથા શીક્ષકોએ એક માનપત્ર તથા સોનાનો ચાંદ એવણને ભેટ આપયો હતો. મરહુમ તે પછી સર સાસુન ડેવીડની મીલના સેક્રેટરી નેમાયા હતા અને થોડુક પર રીટાયરડ થયા હતા. એવણ કેટલાંક ખાતાના ત્રસટી બી હતા.

જાહેર ખબરો.

# ઠગાશો ના.



## દસ્તુર નામે આંખના ડાકટર

## ફકત એકજ છે અને તે

### કોટમાં કાલા પથરની બેંક આગળ

## દીનશાહ એમ૦ દસ્તુર કંપનીની

**પુરાણી પેઢીમાં છે. (અમારા પાટીઆ ઉપર પુરાણી પેઢી જુઓ.)**

જેઓએ લંડન રોયલ મુરશીલ્ડ ઓપથલમીક હોસ્પીતાલમાં લાંબી મુદત રહી "કલીનીકલ એસીસટંટનો ઓધો બજાવી આંખના દરદીઓની દવા, ઇલાજ કરી જાતી અજમાયસ" મેળવી ત્યાંના વીદવાન વડીલ આંખનાં ડાકટરોના લેખીત મતો મેલવ્યાં છે.

હમારા ડાકટર ચસમાંથી આંખની મુશકેલ ખામીઓ સુધારવા આંખ મુફત તપાસે છે, જેવો લાભ મુંબઈમાં ફકત અમારે ત્યાંજ મળે છે. વળી ખાસ બંદોબસ્તથી આંખની દવા તેમજ ઓપરેશન પણ કરતા આવ્યા છે, જે કામ મુંબઇમાં કોઇ પણ ખાતામાં થવું મુશકેલ છે.



**સરવે કરતાં ઓછા ભાવે**

ઉંચી જાતના પથરના ચસમાં તરેહવાર કમાનોમાં, દુરબીનો, નકલી આંખો, તાવ તપાસવાની થરમામીટરો મલશે.

## "લુ—લુ" આંખનાં ટીપાં!

**આંખના દરદોનો તદન ખાત્રી ભરેલો ઠંડક આપનાર અકસીર ઇલાજ છે.**

આંખોનું આવવું, સુજવું, રતાસ, બલત્રા, ખીલ, ફીડ, પોપચાનું સુજવું, પાણી ગલવું, અજવાલું ન દેખી શકાય, ઝાંખ, જાલાં, આંખોમા ચીપડા થવા, વલગી જવું, ચાંદા વગેરે આંખનાં દરદો તેમજ નબલી અને ઠાકેલી આંખો માટે બીન હરીફ સલામત ઇલાજ છે. 'લુ—લુ' આંખનાં ટીપાં છેલ્લી સોધ અને લાંબા વખતની અજમાયસનું પરીણામ છે.

**કીંમત રૂ. ૧.**

**ના૦ ૭૧, એસપલેનેડ રોડ, કોટમાં બોંમબે કલબ સામે, મુંબઇ.**

### શા માટે રીબો છો!

**હાંફણ, ખાંસી, બ્રોંકાઇટીસ, સસની** જેવા જીવલેન **સખત** અને **મુદતનાં** દરદોમાં "**કાદી**" નો **એકજ ભાગ** તુરત આરામ આપી દરદ મટાડવાને કદી નીશફળ જશે નહીં. કી. રૂ ૧॥.




નીચલે ઠેકાણેથી તથા બીજા દવા વેચનારા પાસેથી મલશે.

## "ગુંકુ"

ગરમીનો તીક્ષણ રોગ "ગુંકુ"ની ઠંડી પીચકારીથી **બીલકુલ વેદના વગર** અને કંઇ પણ **પીવાની** દવા વગર ત્રણ **દીવસમાં અચુક** મટે છે.

**ઢીલ કરશો તો પસતાશો.**

કોપેબા સેનડલ વીગેરે તેલના કેપસુલ અને મીકસચરોથી **હોજરી** અને ગુરદાનું નખોદ **વળે છે, કીં, રૂ ૧.** ફાયદો ન થાય તો પયસા પાછા. **ડી. સ્પેસીફીક કં૦**

**મેડોઝ સ્ટ્રી. કોટ—મુંબઇ.**

# શેઠ માણેકજી ફરામજી હોરમજી શેઠના

## મુંબઇના જાણીતા શેઠીયા અને મીલકતદાર.

### ઉમર વરસ ૫૦




**જનમ**—રોજ ૧૮ મો માહ ૯ મો શેહેનશાહી સને ૧૨૩૬ યઝદેજરદી,
તારીખ ૭ મી જુન સને ૧૮૬૬ ઇસ્વી,
સંવત ૧૯૨૩ ના જેઠ શુદ ૫ ને વાર શુક્ર.

**મરણ**—રોજ ૨૩ મો માહ ૩ જો શેહેનશાહી સને ૧૨૮૬ યઝદેજરદી,
તારીખ ૨૭ ડીસેમબર સને ૧૯૧૬ ઇસ્વી,
સંવત ૧૯૭૩ ના માગશર શુદ ૮ ને વાર શની.

# શેઠ માણેકજી ફરામજી હોરમજજી શેઠનાનું દુઃખદાયક મરણ અને તેમનું જનમ ચરીત્ર.



પારસી જરથોસ્તી ગ્રહસ્થો જેઓ જાહેર પુરૂષ તરીકે પોતાના ખાનદાનની મોટાઈ, ધરમીપણું, દયાલુપણું, ખાનગી ઉંચી કારકીર્દી વગેરેથી કોમને સારી રીતે ઉપયોગી થઈ પડી કોમનું માન મેલવવા પામે છે, તેઓમાંના એક મરહુમ શેઠ માણેકજી ફરામજી હોરમજજી શેઠના હતા, જેઓ ગુજસતે સાલમાં ૫૦ વરસની વયે બેહેસ્તનશીન થયા છે, જેની નોંધ લેતાં દલગીરી ઉપજે છે. એમનું શેઠ ખાનદાન કુટુંબ જે પોતાનાં ધર્મીપણા, સખાવત તથા કોમહીતકારી-પણા માટે જાણીતું માનીતું છે, તે ઉંચ ખાનદાનના નામીચા શેઠયા શેઠ ફરામજી હોરમજજી બમનજી શેઠનાના એઓ વડા સાહેબજાદા થતા હતા, અને પોતાના પીતાજીની હયાતીમાંજ ગુજર પામ્યા છે. એઓના બપાવા શેઠ હોરમજજીની તેમજ એઓના કાકા શેઠ હીરજીભાઈની કારકીર્દી ઘણી ઝલકતી છે કે જેઓ મુંબઈની પારસી પંચાયતના માનવંત અકાબર તેમજ સર જ. જી. સ્કુલના અધીકારી હતા. મરહુમ શેઠ માણેકજીએ પોતે અત્રે કેળવણી લઈ મેટરીક પસાર કરવા પછી પોતાના પીતાજીની બોહોલી ઈસ્ટેટોની દેખરેખ રાખતા હતા. એઓ જાતે ધર્મચુસ્ત, સખીતબે, બાહોશ, નમાના ને લાયકીવાળા હતા, અને પોતાના વડીલનાં ધર્મ-ખાતાંના વહીવટોમાં પોતાના પીતાને મદદ કરતા હતા, કે જેઓ હજી હઈયાત છે અને એવણે કીધેલી સખાવત લગભગ ચાર લાખ રૂપ્યા જેટલી થવા ગઈ છે. તેમને બુઢાપામાં પોતાના સપુતના મરણની ગયલી ખોટ અસહ્ય છે, જે માટે કોમમાં વાજબી રીતે જે દીલસોજી તેઓ તરફ ખેંચાઇ છે, તેમાં અમે જીગરથી ભાગ લઈએ છીએ, અને મરહુમ શેઠ માણેકજીના પાક રૂહને પરવરદેગાર બુલંદ બેહેસ્ત બક્ષે એવી દુવા ગુજારીએ છીએ.

શેઠ માણેકજી ફરામજી હોરમજજી શેઠનાનો જનમ મુંબઈમાં રોજ ૧૮ મો રસને યઝદ માહા ૯ મો આદર યઝદ શેહેનશાહી સને ૧૨૩૬ યઝદેજરદી, તારીખ ૭ મી જુન સને ૧૮૬૬ ઈસ્વી, હીંદુઓના સંવત ૧૯૨૩ ના જેઠ શુદ ૫ ને વાર શુકરને દીને થયો હતો, અને એઓ શેઠનું અકાળ મરણ મુંબઈમાં નંબર ૨૫, વોડબી રોડ, એસપલેનેડ ઉપરના બંગલામાં રોજ ૨૩ મો દેપદીન દાદાર, માહા ૩ જો ખોરદાદ અમસાસ્પંદ શેહેનશાહી સને ૧૨૮૬ યઝદેજરદી, તા૦ ૨ જી ડીસેમબર સને ૧૯૧૬ ઇસ્વી, હીંદુઓનાં સંવત ૧૯૭૩ ના માગશર શુદ ૮ ને વાર સનીને દીને નીપજ્યાથી મરણ વખતે એવણની વય ૪૯ વરસ અને ૭ મહીનાની હતી.

શેઠ માણેકજીએ મુંબઈની ફોર્ટ પ્રોપ્રાઇટરી હાઈ સ્કુલમાં કેળવણી લઈ સને ૧૮૮૮ ના સાલની આખેરીએ અતરેની યુનીવરસીટીની મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી હતી. ૧૮૮૯ ના સાલમાં સેંટ જેવીયરસ કોલેજમાં દાખલ થઇ કેટલોક વખત સુધી પોતાનો અભયાસ કરવા બાદ એ કોલેજ છોડી દીધી હતી. એવણે કોલેજ છોડવા પછી પોતાના પીતાજી શેઠ ફરામજીની ઓહોળી ઈસ્ટેટોનો વહીવટ પોતાના પીતાજીની સાથે મલી કીધો હતો. તેને સુધારવા વધારવામાં ઘણીજ કાળજી રાખી પોતાની કીમતી મદદ આપતા હતા, તેમજ એ ઇસ્ટેટોમાં વસનારા ભાડુતોના સુખ સગવડપર ધ્યાન આપી પોતાથી બનતું કરી હરેક રીતની સગવડ કરી આપતા હતા. વળી પોતાના વડવાઓના ધરમખાતાઓના વહીવટમાં પોતાના પીતાજીને હરેક રીતે મદદગાર થઇ પડયા હતા તેથી મરહુમની સહુલા હરેક બાબદમાં લેવામાં આવતી હતી. પોતાની અકલ હુશીયારીથી કામ કરવાથી પોતાના બુઝરગ પીતાજીને એવણુના ઘડપણુના વખતમાં શેઠ માણેકજી ઘણુા ઉપયોગી થઇ પડયા હતા.

શેઠ માણેકજીને ઇસ્વી સને ૧૮૯૭ ના સાલમાં લંડનની રોયલ સોસાયટી ઓફ આરટના ફેલો તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા. એવણુ મુંબઇના શેઠ હોરમજજી બમનજી વાહાડયાજીવાળાં આતશબેહરામના બાજ જશન ફંડનાં ટ્રસ્ટી નેમાયા હતા અને તેના વહીવટમાં સારો ભાગ લઈ મદદ કરતા હતા. એ ઉપરાંત ધી હીંદુસ્તાન પ્રેસ, એડવર્ડ પ્રેસ, એલેકઝાનદ્રા પ્રેસ, તેમજ બીજી જોઇંટ સ્ટોક કંપની તથા મંડળીના ડીરેકટર હતા.

શેઠ માણેકજીની શોહાદી બાઈજી સુનાબાઈ તે અતરેના જાણીતા સખી શેઠયા મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી પારખના દીકરા મરહુમ શેઠ અરદેશરજીની બેટી સાથે તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૯૪ ને દીને મુંબઈમાં ઘણી ધામધુમથી થઇ હતી. એ લગનની ખુશાલીમાં એવણુના પીતાજી શેઠ ફરામજીએ રૂપ્યા પાંચ હજારની રકમ તે વખતે ધરમખાતે આપી હતી. એવણુને ત્યાં બે બેટાઓની વૃધી થઇ હતી, તેમાં હાલમાં હયાત બેટા મી૦ કેખશરૂ સ્કુલમાં અભ્યાસ કરે છે.

શેઠ માણેકજી વીચારવંત, ઘણુા દયાળુ ને મલતાવડા સ્વભાવના હતા. એવણે જો કે માતબર કુટુંબમાં જનમ લીધેલો હોવા છતાં બહુજ સાલેસ અને નમનતાઈવાળા ગ્રહસ્થ હતા તેમજ કોઇનું કામ કરી આપવાને ઘણુા આતુર રહેતા હતા.

---

## શેઠ માણેકજીના ઉઠમણાની થયલી કીયા.

મરહુમ શેઠ માણેકજીની પાયદસ્તની કીયા વેળા એક મોટી દબદબાભરી મીજલશ ભેગી મલી હતી. એવણુના મરણુથી એવણુના બુઝરોગ પીતાને તેમજ કુટુંબને જે ભારે ખોટ ગઇ છે તે માટે સરવે તરફથી દીલસોજી ખેંચાઈ હતી. બેહેસ્તનશીન શેઠ માણેકજીના ઉઠમણાની ગંભીર કીયા મરહુમ શેઠ મંચેરજી બમનજી શેઠનાની દરેમેહેરમાં પાછલા પોહરના ૩ કલાકે કરવામાં આવી હતી જે વખતે મોટી મીજલશ ભેગી મલી હતી. મરહુમ શેઠ માણેકજીના ઉઠમણાની કીયા

પુરી થવા બાદ એવણુના પુણ્ય માટે મરહુમની પોતાની પુંજીમાંથી તેમજ એવણુના પીતાજી, ધણીયાણી તથા કુટુંબીઓ તરફથી રૂ૪૪૦૦૦ ની નાદર રકમ ધરમખાતે આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું જેની વીગત નીચે મુજબ છેઃ—

| | રૂપીઆ. |
|---|---|
| મરનારનાં બાવા શેઠ ફ્રાંમજી હોરમજજી બમનજી શેઠનાએ .... | ૩૦૦૦૦ |
| મરનારની પોતાની પુંજીમાંથી .... .... .... .... .... .... .... | ૭૦૦૦ |
| મરનારનાં માતાજી બાઈ જરબાઇ ફ્રાંમજી હોરમજજી શેઠનાએ .... | ૧૦૦૦ |
| મરનારનાં વિધવા બાઇ સુનાબાઇ માણેકજી ફ્રાંમજી હોરમજજી શેઠનાએ | ૧૫૦૦ |
| મરનારનાં દીકરા શેઠ કેખસરૂ માણેકજી ફ્રાંમજી હોરમજજી શેઠનાએ | ૧૫૦૦ |
| મરનારનાં સસરા મરહુમ શેઠ અરદેશર ખરશેદજી ફરદુનજી પારખનાં દીકરાઓ તથા દીકરીઓએ .... .... .... .... .... .... | ૧૦૦૦ |
| મરનારનાં ભાઇ શેઠ હોરમસજી ફ્રાંમજી હોરમજજી શેઠનાએ .... | ૫૦૦ |
| મરનારનાં બેહેન બાઇ બચુબાઈ સાપુરજી નશરવાનજી ચાંદાભાઇએ .... | ૫૦૦ |
| મરનારનાં બેહેન બાઈ ધનબાઈજી દોશાભાઈ રૂશતમજી શેઠનાએ .... | ૫૦૦ |
| મરનારનાં બેહેન બાઇ હુમાંબાઈ ફ્રાંમજી હોરમજજી શેઠનાએ .... | ૫૦૦ |
| કુલ્લે .... | રૂ૪૪૦૦૦ |

ઉપલા રૂપ્યામાં કાંઇ વધારો કરી જરથોસ્તીઓને લાભનું એક નવું જુદું ધરમખાતું સ્થાપવાનો મરહુમ શેઠ માણેકજીના બાવા શેઠ ફ્રામજીનો વીચાર છે.

## શેઠ માણેકજીનું કુટુંબ.

શેઠ માણેકજી ફ્રામજી શેઠનાનું "શેઠ ખાનદાન" કુટુંબ ઘણું પ્રખ્યાત તેમજ નામીચું છે. શેઠ ખાનદાનના વડીલ પેહલવેહલા સ્થાપક પુરૂષ રૂશતમ માણેક નામે સુરતના નામીચા વેપારી અને નવસારીના ભગર સાથના મોબેદોના વંશના હતા. મરહુમ શેઠ માણેકજીના બપાવાના બપાવા બેહેસતનશીન શેઠ સોરાબજી માણેકજીને નામે જાણીતા ગ્રહસ્થ થઇ ગયા છે. એવણુના બીજા દીકરા શેઠ બમનજીએ બંગાલ ખાતેનો અફીણ, રેશમ વગેરેનો વેપાર કીધો હતો અને ૬૨ વરસની ઉમરે તા૦ ૨ જી અકટોબર ૧૮૧૬ ને દીને મરણ પામ્યા હતા. એવણુના દીકરા શેઠ હોરમજજી (તે મરહુમ શેઠ માણેકજીના બપાવા) નામીચા શેઠયા તથા વેપારી થઇ ગયા છે, જેવણુ મુંબઇની પારસી પંચાયતના અકાબર, તથા સર જ. જી. પારસી બેનેવોલંટ ઇનસટીટયુશનના અધીકારી તથા તે વેળાના અથોરનાન ટોળાના વડા હતા. તેમજ ૧૮૨૬–૨૭ ની કબીશાની મોટી તકરારો વેળા ઠડેલી શેહેનશાહી કમીટીના સેકરેટરી હતા. શેઠ હોરમજજી તેમજ શેઠ માણેકજી મેરવાનજી શેઠના અને બીજાઓની આગેવાની હેઠળ પુણા ખાતે તા૦ ૨૮ મી એપ્રીલ ૧૮૩૫ ને દીને એક દખમું પરથવામાં આવ્યું હતું જે પાછળ રૂ૫૦૦૦ નો ખરચ થયો હતો જેમાં શેઠો હોરમજજી અને માણેકજીએ મોટો ફાલો આપ્યો હતો. શેઠ હોરમજજી તા૦ ૨૯ મી નવેમબર ૧૮૫૩ ને દીને ૭૧ વરસની ઉમરે મરણ પામ્યા હતા.

એવણના વડા દીકરા શેઠ હીરજીભાઈ (તે મરહુમ શેઠ માણેકજીના કાકા) મુંબઈની પારસી પંચાયતના ટરસ્ટી, સર જં. જી. ઈનસ્ટીટયુશનના તથા બીજી મંડળીઓના અધીકારી હતા. શેઠ હોરમજજી બમનજી વાહાડયાજીના આતશબેહરામના ૧૮૩૪ થી ૧૮૪૯ સુધીના બોયના વારાના રૂ૭૦૦૦ જે શેઠ હીરજીભાઇના બાવાને હસ્તક હતા, તે પછી એમને હસ્તક તેમજ એમના ભાઇ શેઠ ફરામજી (તે મરહુમ શેઠ માણેકજીના પીતાજી) ને હસ્તક લાંબી મુદત સુધી વાંધામાં પડી રહયા હતા. તે રૂપયા એ બંને ભાઇઓએ સાચવીને રૂ૪૨૦૦૦ સુધી વ્યાજે વધારી કીધા હતા, એ રકમ એઓએ પોતાની ખુશીથી ૧૮૮૫ માં બીજા ટરસ્ટીઓને સ્વાધીન કીધી હતી. શેઠ હીરજીભાઈ તા૰ ૨૩ મી સપટેમબર ૧૮૮૮ ને દીને ૮૪ વરસની બુજરોગ વયે બેહેશતનશીન થયા હતા.

સખી વજુદ શેઠ ફરામજી હોરમજજી બમનજી શેઠના જેવણ મરહુમ શેઠ માણેકજીના પીતાજી થાય છે તેવણ ઘણા સખી તેમજ ધરમચુસ્ત છે અને લગભગ તેયાશી વરસની બુઝરોગ વયે પુગેલા છે. એવણને જનમ રોજ ૨૮ મો જમીયાદ યજદ માહા ૪ થો તેશતર તીર સને ૧૨૦૪ ય૰, તા૰ ૨૬ મી જાનેવારી ૧૮૩૫, સંવત ૧૮૯૧ ના પોષ વદ ૧૩ ને વાર સોમે થયો હતો. પોતાના વડીલોથી મલેલી બહોળી ઇસ્ટેટો એવણ ધરાવે છે અને તેને સારી રીતે વહીવટ કરે છે. એવણે પોતાની આખી જીંદગી દરમ્યાન પોતાની દોલતને સદ ઉપયોગ કરી લગભગ ચાર લાખ રૂપ્યાની મોટી નાદર રકમ સખાવતી કામો માટે તેમજ ત્રસ્ટ કરી આપી છે. એમને બે બેટાઓ અને ૪ બેટીઓની વરૂધી થઇ હતી, તેમાં હાલમાં એક બેટા શેઠ હોરમજજી તેમજ ૩ બેટીઓ હયાત છે. શેઠ હોરમજી બમનજી વાહાડયાના આતશબેહરામના બાજ રોજગારના અને મરહુમ શેઠ મનચેરજી બમનજી શેઠનાની બહારકોટની દરેહમેહરના વરસો થયા ટરસ્ટી તરીકે એવણની નેમણુંક કરવામાં આવી છે. વળી ઘણી મંડળીઓને પોતાની પેટરોનેજ આપી તેના લાઇફ મેમબર થયલા છે. એવણ ઘણા નમાના ખાલેશ તથા પરગજુ ખવાસના ગ્રહસ્થ છે, જેવણે પોતાની જુવાનીના વખતમાં ઈસ્વી સને ૧૮૫૭ ના સાલમાં ચેમબરને બનાવેલો નકલ કરવા લાયક અતી નશીએટ' આપનારો માહા પુરૂષોના જણમારાના હેવાલના પુસ્તકને ગુજરાતીમાં તરજુમો કરી તેની ચોપડીઓ છપાવી લોકોમાં મુફત વેંહચી હતી.

શેઠ ફરામજીએ પોતાના મરહુમ પીતાજી શેઠ હોરમજજી બમનજી શેઠનાની યાદગારી કાયમ રાખવા માટે તારદેવ વાહાડયા રોડ ઉપર ગરીબ જરથોસ્તીઓના રહેઠાણ ફંડના ટરસ્ટીઓને રૂ૫૦૦૦૦ ને ખરચે એક મોટું કુસાદે મકાન બંધાવી યજદેજરદી સને ૧૨૮૫ ના સાલમાં ભેટ આપયું છે. પુણા ખાતે એવણના મુરબીઓની આગેવાની હેથલ બંધાયલા દોખમાંની જુની સગડીમાં રૂ૨૫૦૦ ને ખરચે નવું બાંધકામ કીધું છે અને દેશાવરોથી લાવતા રૂવાંનોની ધરમ કીરીઆ કરવા માટે રૂ૧૫૦૦ને ખરચે ઓરડો બંધાવી આપ્યો છે. સને ૧૮૯૦ માં શેઠ ફરામજીએ પોતાના માતાજી બાઈ રતનબાઈના પુણ્ય માટે મુંબઇની પારસી પંચાયત હસ્તક ગરીબ

લાચાર જરથોસ્તી વીધવાઓને આશરો આપવા માટેનું નવું ફંડ ચાલુ કરી રૂ૨૦૦૦૦ તેમજ એવણના બેહન સુનાબાઈના પુણ્ય માટે ગરીબ જરથોસ્તી છોકરીઓને પરણાવવા આશરો આપવા માટે બીજું નવું ફંડ ચાલુ કરી રૂ૧૫૦૦૦ ભેટ આપયા હતા અને એ બેઉ ફંડોમાં જુદી જુદી વખતે મલી રૂ૧૧૦૦૦ની વધુ રકમ આપી હતી. એ ઉપરાંત ધી બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ હાસ્પીટલમાં રૂ૫૫૦૦, નવસારીના દાણુ હાસ્પીટલમાં રૂ૩૦૦૦, નવસારીના દોરાબજી મેહતા સુવાવડખાનામાં રૂ૩૫૦૦, સર જમશેદજીની સ્કુલનાં ભોજન ફંડમાં રૂ૧૫૦૦, બેરામજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઇનસ્ટીટયુશનમાં રૂ૧૦૦૦, સ જાન મેમોરીયલ કોલમ ફંડમાં રૂ૧૦૦૦, જ. ન. પીટીટ આરફનેજમાં રૂ૨૦૦૦, મુંબઇની પારસી પંચાયત હસ્તકના જુદા જુદા ફંડોમાં આપેલા રૂ૧૬૦૦૦ તેમાં લાચાર જરથોસ્તીઓને મુફત અનાજ આપવા માટે રૂ૫૦૦૦ આપ્યા હતા. વળી અગીયારી, સુવાવડખાના, દુકાળ, સંકટ, સ્કુલો, યાદગારી વગેરે બીજા જુદા જુદા પરચુટણ ફંડો, ધરમખાતાઓમાં નાધલી મોટી રકમો આપી છે અને હજી આપયા જાય છે.

શેઠ ફરામજી હોરમજજી શેઠનાએ તેમજ એવણના ભત્રીજી બાઇ બચુબાઈ ડા. શેઠનાએ સાથે મલી રૂ૬૦૦૦ની કીમતનું મોટું રૂપાનું અફરગાનીયું ૧૮૯૬ માં બહારકોટની શેઠ મનચેરજી બમનજી શેઠનાવાલી દરેહમેહરનાં આતશના કેબલા માટે ભેટ આપયું હતું.

---

શેઠ માણેકજીએ સેંટ ઝેવીયર કોલેજમાં અભીયાસ કીધો હતો, તેથી એવણના મરણ માટે સેંટ ઝેવીટર કોલેજ મેગેઝીનનાં ફેબરવારી ૧૯૧૭ના અંકમાં સભી સાથે નીચે મુજબ લખાણ કરવામાં આવ્યું છે:—

## MR. MANEKJI FRAMJI SETHNA.

WE regret to have to record the premature death of Mr. Manekji Framji Sethna, on December 2, 1916. Mr. Sethna was born June 7, 1867. After passing his matriculation in the year 1888 from the Proprietary High School, he joined this College in the year 1889.

Mr. Manekji was born in Bombay on 7th June, 1867. He comes of a family known as 'Setnas,' a family held in great esteem and regard in Bombay. His father, Mr. Framji Hormasji Sethna is one of the Parsi Sethias. After leaving school Mr. Manekji attended St. Xavier's College, and during his lifetime he always and invariably bore happy memories and carried pleasant recollections of this his Alma Mater. After his College career, he joined his father in the management of his large estate, and it was here that, the training and education he had in the above College, stood him in good stead. He was unassuming and unostentatious to a degree, and he did such of the good work as fell to his lot in a way which clearly showed

that he was proof against "the sweet seducing charms of popular applause." He loved the poor, as he loved his God, and was keen about the wants of those who were under the ban of chill penury. He carried a disposition which was genial, a heart warm and sympathetic. He was a typical Zoroastrian of the old school.

Mr. Manekji had enriched his knowledge of the world by his wide travels over India and extensive journeys in Europe. He was, besides, elected in June 1897, in Europe, a member of the Society for the encouragement of arts, manufactures and commerce established in Europe. He died on 2nd December 1916, after a protracted illness, nobly and heroically borne, at his residence 25, Waudby Road. He leaves behind him his aged grief-stricken parents, a widow and an only son and a large circle of sorrowing friends and admirers of all communities.

Mr. Manekji died young, for God willed it so, or it may be a case of "those whom the gods love, die young."

We take from the *Times of India*, December 13, 1916, the following notice of the deceased :—

" Mr. Manekji Framji Sethna who died on December 2, at his residence Waudby Road, Bombay, was the eldest son of Seth Framji Hormasjee Sethna, one of the last great Parsi Sethias. The deceased was the son-in-low of the late Ardaseer Cursetji Fardunji Parkh. His untimely death has evoked great sympathy with the members of both these families—Sethnas and Parakhs. The deceased was a staunch Zoroastrian, he shunned gaieties, was extremely unassuming and always had the well being of his community at heart. Besides his aged father and mother, he leaves a widow, an only son Kaikhosru, one brother and three sisters. He will be greatly missed by a large circle of friends not only of his, but of all communities. During the Oothnama Ceremony, which took place on December 4, a large sum of Rs. 44,000 was declared to be devoted for charity in memory of the deceased by Framji Hormasji Sethna, father of the deceased, and other members of his family. "

The College extends to his bereaved family the deepest sympathy, for this untimely cutting off of one who had won the hearts of all who knew him.

# મરહુમ શેઠ માણેકજી ફરાંમજી હોરમજજી શેઠનાની વંશાવલી.



# શેઠ દાદાભાઇ નવરોજી

## હીંદના મહાન નર અને દેશ ભગત.

ઉમર વરસ ૯૨



**જનમ**—રોજ ૭ મો માહ ૧૨ મો શેહેનશાહી સને ૧૧૯૪ યઝદેજરદી,
તારીખ ૪ થી સપટેમબર સને ૧૮૨૫ ઇસ્વી,
સંવત ૧૮૮૧ ના શ્રાવણ વદ ૭ ને વાર રવી.

**મરણ**—રોજ ૨૩ મો માહ ૧૦ મો શેહેનશાહી સને ૧૨૮૬ યઝદેજરદી,
તારીખ ૩૦ મો જુન સને ૧૯૧૭ ઇસ્વી.
સંવત ૧૯૭૩ ના આષાઢ શુદ ૧૦ ને વાર સનડે.

### હીંદના મહાન દેશભકત અને લોકરક્ષી

# મરહુમ ડાકટર દાદાભાઇ નવરોજી,

## તેમનું અકાળ મરણ તેમજ એક સદીની ઝળકતી કારકીરદી અને વખાણવાજોગ દેશ સેવાઓ.

———:o○o:———

આજ ૪૮ વરસ થયાં, જયારથી અમારૂં આ ઝોરાસ્ત્રીયન કેલેંડર નીકલવા માંડયું છે ત્યારથી, અમે સંખ્યાબંધ નામાંકીત પારસી જરથોસ્તીઓનાં મરણોની ગમખાર નોંધ, તેઓની ઝલકતી જીંદગીના હેવાલો તથા તશવીરો સાથે લીધી છે. છેલાં ગુજસ્તે સાલમાં મહાન વીરલાઓના મરણની નોંધ લીધી હતી, અને તેમ કરતાં જણાવ્યું હતું કે એ મહાન પારસી બચ્ચાઓ આપણી કોમના તુરરા અને ઝલકતા સેતારા સમાન થઇ ગયા છે. તેમના પાછલ માત્ર એક વરસની ટુંક મુદતમાં પારસી કોમનો એક વધુ ઝલકતો સેતારો, (શેઠ દાદાભાઇ નવરોજી) અસ્ત પામ્યો છે, અને તેમનાં મરણનો શોક આખા હીંદમાં કરવામાં આવે છે. આ મહાન નર બલકે હીંદના "દાદા" ગઇ તા૦ ૩૦ મી જુનને દીને સાંજે ૯૨ વરસની જઇફ વયે આપણ સઘળાને ગીરફતાર બનાવી શાંતી તથા નીરાંતી વચે આ ફાની જેહાનથી કુચ કરી ગયા છે, કે જે બનાવે કોમ તથા પ્રજામાં એક સખત આંચકો લગાડયો છે, અને ચોગરદમ ઘોર દલગીરી ફેલાવા સાથે એ મરહુમનાં મરણનો ખેદ, તેમના તરફનો ભકતીભાવ તથા તેમનાં ભલાં કુટુંબ તરફ દીલાસો તથા દીલસોજી બતાવવા માટેની અણહદ ચલવલ ચાલી રહી હતી, કે જેવી ચલવલ આ શહેરમાં તો શું પણ આપણા આખા દેશમાં કદાચજ થઇ હશે. અલબતે આ મરણનો ગમ આપણી પારસી જરથોસ્તી કોમને વધારે લાગવો જોઇયે, બલકે લાગ્યો છે. મરહુમ શેઠ દાદાભાઇ એક નામીચા પારસી નર રત્ન થઇ ગયા છે, જેમનો પણ જોડો નથી, અને જેમની જગા પણ ખાલીજ રહેશે. ડા૦ દાદાભાઇ જાત ન્યાતે પારસી જરથોસ્તી હતા, અને પારસી કોમના એક સેતારા જેવા હતા, પણ તેઓ એવી કારકીર્દી ચલાવી ગયા છે, કે જેથી તેઓ એક ખરેખરા નમુનેદાર પહેલી પંકતીના "હીંદી" થઇ ગયા છે, અને તેથી તેમનાં મરણ માટે અખંડ હિંદે શોક કર્યો છે ને હજુ કરે છે. એવણ સ્વદેશ ભકત હતા, અને પોતાની આખી જીંદગી, તન મન ધન સાથે, સ્વદેશ સેવાને અરપણ કીધી હતી, અને પરમારથ કાજે રેલી નાખી હતી. હીંદુસ્તાન દેશને પોતાની માતરૂભુમી ગણી તે દેશના સરવે જણાઓનું કલયાણ કરવા અને એ દેશને લાયક હકો અપાવવા પાછળ મઠયા હતા. એજ રીતે પોતાની જીંદગીની સાંજ સુધી સાત દાયકાના લાંબા વખત વેર પરમારથી કામો કરવામાં એવણ મશગુલ મઠયા રહયા હતા. એ મહાન નરે પોતાનું તમામ બુધી બળ અને ભારે મગજ શકતી આ દેશના ભલા કાજે પરમારથમાજ વાપરી હતી અને પોતાના દીપાયમાન કામોથી પોતાની કોમનેજ નહી, પોતાના શેહરનેજ નહી પણ આખા દેશને સરફરાજ કીધો હતો, તેવા નરના આવા રૂડા કામની પીછાન આપણી કોમજ, નહી પણ આખો દેશ કરે છે. તેમની જીંદગી તથા કારકીર્દીનો અરથ કાઢીએ તો તે એજ છે કે, દાદાભાઇ હતા પેહલા પ્રોફેસર, પહેલા હિંદી, પહેલા દેશભકત, પહેલા સંસારક સુધારક, પેહલા સ્ત્રી કેળવણીના હીમાયતી, પહેલા પાર્લામેંટના હિંદી મેમ્બર, પેહલા કોંગ્રેસમેન, મુંબઇની તથા હિંદની દરેક રાજદવારી હિલચાલના પેહલા ચાલાક અગ્રેસર ને રાહબર, વગેરે. એવણની જાહેર જીંદગી સાથે ખાનગી જીંદગી તથા જાતી ગુણો લેતાં, તેમાં પણ દાદા નમુનેદાર ને નકલ કરવા જોગજ થઇ ગયા છે. તેઓ ગોયા સદગુણોનો ભંડાર હતા. તેમની જીંદગી પવિત્ર ને પુજય હતી. સચાઇ અને પ્રમાણીકપણું એ તેમનો મુદ્રાલેખ હતો. જેવા તેઓ દેશભકત તથા રાજભકત હતા

તેવાજ કોમ ભકત, પત્ની ભકત, પુત્ર ભકત, ને સંસાર ભકત પણ હતા. કહો કે તેઓ એક યોગી મનુષ્ય હતા. દરેક લડત લડવામાં તેઓ જેટલા બહાદુર તેટલાજ ધીરા હતા. તેમની લડતો મકકમ તથા મજબુત છતાં, એતરાઝ તથા નાફરમાનીથી મોકલી હતી અને પોતાની લડતને ચીવતપણે વલગી રહયાથી, પોતે વાવેલાં બીજનાં ઝાડ ઉગેલાં અને કેટલેક દરજજે ફલો લાગેલાં જોવાને પણ તેઓ ભાગ્યશાળી થયા હતા. આજના જમાનામાં અસાધારણ એવી લાંબી સુખી જીંદગી ભોગવવા તેઓ પામ્યા તે પણ તેમના એવા સદગુણો તથા પવિત્ર વરતણુકના પ્રતાપેજ; એવા સઘલા સામટા સદગુણોથી બનેલો, સરવ માન્ય, લોકપુજ્ય, લોકરક્ષી, પ્રજાપક્ષી જેવા બહાદુર નર થઇ ગયા છે. તેવો એક મહાત્મા નર પોતામાં ધરાવવા માટે હિંદી પ્રજા, ખાસ કરી પારસી કોમ, વાજબી રીતે માન તથા મગરૂરી લેય છે. તેમના પાક રૂહ માટે આપણે બુલંદ બેહસ્તની શાંતી ઇચ્છી અને પાક પરવરદેગાર તેવણના અશો રૂહને ખરેજ પેલી જાહાનમાં જાવેદાનની શાંતી બક્ષે એવી દુવા ચાહીશું.

## શેઠ દાદાભાઇની ઝલકતી કારકીરદી અને દેશ સેવાઓની વીગત.

દેશહીતકારી મહાન બુઝરોગ નર અને પારસી કોમના સેતારા મરહુમ શેઠ દાદાભાઇ નવરોજીનો જનમ મુંબઇ મધે માંડવી બંદર આગળ ખડક ઉપરના એક ધરમાં રોજ ૭ મો અમરદાદ અમસાસપંદ માહા ૧૨ મા અસપંદાદ અમસાસપંદ શેહેનશાહી સને ૧૧૯૪ યઝદેજરદી, તા૦ ૪ થી સપટેમબર ૧૮૨૫ ઇસ્વી ને હીંદુઓના સંવત ૧૮૮૧ ના શ્રાવણ વદ ૭ ને વાર રવેઉને દીને થયો હતો. એવો શેઠનું મરણ મુંબઇ મધે ખંબાલા હીલ ઉપરના શેઠ માણેકજી સોરાબજી કેપટનના પાલીતાણા હાઉસમાં રોજ ૨૩ મો દેપદીન દાદાર માહા ૧૦ મો દેએ દાદાર શેહેનશાહી અને ૧૨૮૬ યઝદેજરદી, તા૦ ૩૦ મી જુન ૧૯૧૭ ઇસ્વી ને હીંદુઓના સંવત ૧૯૭૩ ના આષાઢ શુડ ૧૦ ને વાર સનેઉને દીને સાંજે પાંચ વાગે પોતાના કુટંબ કબીલા વચે નીપજવાથી શેઠ દાદાભાઇ નવરોજી ૯૨ વરસની બુઝરગ ઉમરે બેહેસતનશીન થયા હતા. ઈંગલાંડથી હીંદુસ્તાનમાં આવી રહયા પછી શેઠ દાદાભાઇએ વેસાવા ખાતે એક દાહેકા સુધી સારી તંદરોસતી ગુજારી હતી પણ મરણની થોડા દીવસ અગાઉ વધતી ગયલી નાતવાનીને લીધે તાવથી પટકાયા હતા તેથી એવણને ચાંપતી અને કુશળ તબીબી સારવાર માટે મુંબઇમાં લાવવામાં આવ્યા હતા. તબીબોની કાળજીભરી મહેનત છતા હાલત બગડતી ચાલી અને છેલ્લે ખોરાક પણ લઇ શકયા નહી તે છતાં પણ મરણની આગમચના અરધા કલાક સુધી તેઓ સુધીમાં રહયા હતા. મરહુમનો ફરેસતાઇ ખસલત જેવો પરહેજગાર ચહેરો મરણ પછી પણ જેવોને તેવો જલવાઇ રહયો હતો. શેઠ દાદાભાઇ બીછાના ઉપરથી પણ જાહેર અગત્યની ખબર જાણવાને આતુર રહેતા હતા. એવણની બીમારીની ચીતાંતુર બનવાની ખબરે આખા દેશમાં બહુજ દલગીરી ફેલાવી હતી. સઘળે ઠેકાણેથી એવણની તબીયતનાં સમાચાર જાણવાની ઇંતેજારી બતાવનારા સંખ્યાબંધ તારના સંદેસાઓ તથા કાગલો આવતા રહયા હતાં, તેમાં નામદાર ગવરનર અને લેડી વીલીંગડન તરફથી પણ તાર મારફતે એવણની ખબર પુછાવવામાં આવી હતી.

## શેઠ દાદાભાઇએ લીધેલી કેળવણી.

શેઠ દાદાભાઇના વડવાઓ નવસારીના બગર સાથના મોબેદોના પંથના હતા અને તેઓની અટક દોરડી કરી હતી. એવણના પીતા આ૦ નવરોજી પાલનજી દોરડી ગરીબ અવસથામાંજ એવણને ચાર પાંચ વરસની ઉમરના મુકી મરણ પામયા હતા જેથી એવણને ઉધારી કેળવણી આપવાનો સઘળો આધાર એવણના માતાજી બાઇ માણેકબાઇ ઉપરજ રહયો હતો, જેવણે સારી કેળવણી આપવાની ખાસ સંભાલ રાખી હતી. શેઠ દાદાભાઇના લગન દશ વરસની નાબલી વયે બાઇ ગુલબાઇ તે શેઠ સોરાબજી શરાફના બેટી સાથે મુંબઇમાં થયાં હતાં. એવણને મુંબઇમાં ઇ. સને ૧૮૩૯ માં શેઠ હોરમજી વાડીઆના આતશબેહરામમાં નાવર કરવામાં આવયા હતા.

શેઠ દાદાભાઇએ શરૂઆતમાં અતરેની એલફીનસટન ઇનસટીટયુશનમાં કેળવણી લઇ ૧૮૪૦માં એલફીનસટન કાલેજ મધેથી કલેર સકોલરની પદવી મેલવી હતી. ૧૮૪૨ માં એજ કાલેજમાં નવા સ્થાપેલા નોરમલ સકોલરના વરગમાં પેહલવેહલા એવણને દાખલ કીધા હતા. એવણ સાહીત્યમાં તેમજ ગણીતમાં બહુજ હોશીયાર હોવાથી ઘણા ઈનામોબી મેળવ્યા હતા અને પોતાના તનને ખીલાવવા માટે રમતોબી રમતા હતા. એવણે પોતાની બચગીથીજ અસાધારણ ચંચલાઇ તથા ઝેણુ દેખાડયું હતું તેથી એવણના શીક્ષકોએ મરહુમ માટે બહુજ ઝળકતું ભવીશય ભાખ્યું હતું. એવણની યાદદાસ્ત શક્તી તથા અભયાસ કરવાની કાળજી ખરેજ અદભુત હતી જે એવણને જુવાનીમાં તેમજ બુઢાપણામાં વટીક પોતાના દેશની સેવા બજાવવામાં ઘણી કામ લાગી હતી.

## શેઠ દાદાભાઇની જુદા જુદા ખાતાઓમાં થયલી નેમણુક અને તે સ્થાપવામાં આપેલી મદદ.

શેઠ દાદાભાઇને ૧૮૪૬માં એલફીનસટન ઇનસ્ટીટયુશનના શીક્ષક તથા ૧૮૫૨માં એલફીનસ્ટન કોલેજના ગણીતશાસ્ત્ર અને કુદરતી વીદયાના પ્રોફેસર તરીકે નેમ્યા હતા અને ૧૮૪૮માં સ્થાપાયલી સટુડંટસ લીટરરી એંડ સાયનટીફીક સોસાયટીની મળેલી પેહેલી સભાના સરનશીન તેમજ તેનાં ૧૮૫૫ સુધી નાયબ સરનશીન અને એ સોસાયતીએ નેમેલી બુક કમીટીના પ્રમુખ તરીકે નેમ્યા હતા. એ સોસાયટીની બજાવેલી સેવા માટે તા૦ ૧૦ મી એપ્રીલ ૧૮૭૬ ને દીને મળેલી ખાસ સભામાં શેઠ દાદાભાઇને સોસાયટીના આનરરી મેમ્બર નેમી માન આપ્યું હતું. તે પછી એ સોસાયટી તરફથી સ્થાપાયલી ગુજરાતી ગ્નાન પ્રસારક મંડળીના કેટલુંક સુધી સરનશીન હતા. એ મંડળી તરફથી "ગ્નાન પ્રસારક" નામે માસીક ચોપાન્યું ૧૮૪૯ ના જુલાઈ માસથી કાઢવામાં આવ્યું તેના પેહલ વેહલા અધીપતી તરીકે એવણે કામ ચલાવ્યું હતું. ૧૮૫૧ માં એવણે રાહનુમાએ માજદયસનાન સભા નામની મંડળી બીજાઓ જોડે સ્થાપી તેના પેહલા બે વરસ સુધી આનરરી સેકરેટરી તરીકે કામ કીધું હતું અને ૧૮૫૨ માં એ સભામાં એક રેસાલો વાંચ્યો હતો. એજ સાલમાં ૫. કા. ઈનસ્ટીટયુટ ઉભી કરવામાં તેમજ મુંબઇમાં થયલા હુલડ વખતે પારસીઓની ઘણી સારી સેવા બજાવી હતી અને રાસ્ત ગોફતાર પત્ર પેહલ વેહેલું પ્રગટ કરવામાં આગેવાની લઇ તેમાં ઘણા સારા લખાણો શરૂઆતમાં કીધાં હતાં. એજ શાલના આગસ્ટમાં બોમ્બે એસોસીએશન સ્થાપવામાં બીજાઓ જોડે એવણે કીમતી મદદ આપી હતી. ૧૮૫૨ માં કોટનું ધરમનું દવાખાનું એવણની આગેવાની હેઠલ ચાલું કીધું હતું તેના ૧૮૫૫ સુધી એક ત્રસ્ટી હતા. ૧૮૫૩ ના અકટોબરમાં પારસી નાટક મંડળી ઉભી થઇ હતી તેની કમીટીના એક અધીકારી હતા. ૧૮૫૪ ના નવેમબરમાં રોયલ એશીયાટીક સોસાયટીના મેમબર તરીકે ચુંટાયા હતા. ૧૮૫૫ માં ઇરાન દેશના રહેનારા ગરીબ જરથોસતીઓની હાલત સુધારવા સ્થાપાયલી મંડળીના કામમા આગેવાની લઇ તેની કારોબાર મંડળીના અધીકારી હતા.

શેઠ દાદાભાઇએ ૧૮૪૮ માં મુંબઇમાં સટુડંટસ સોસાયટી હસ્તક ગણીત વીદયા શીખવાથી હાંસલ થતા ફાયદા વીષે, ૧૮૫૦ માં એક શીક્ષકની ફરજ વીષે અને ૧૮૫૪–૫૫ માં વરાળયંતર વીષે પાંચ ભાશણો કરયાં હતાં. તેમજ ગુજરાતી ગ્નાન પ્રસારક મંડળી તરફથી અને બીજી ઘણી મંડળી વગેરે તરફથી જુદી જુદી બાબદો ઉપર વીદયતા ભરેલા ભાષાણો કરીયા હતા તથા રેસાલાઓ વાંચી સમજાવ્યા હતા.

## શેઠ દાદાભાઇની ઇંગલાંડની શફરો અને ત્યાં રહી હીંદ માટે આપેલી મદદો.

શેઠ દાદાભાઇ ૧૮૫૫ ની તા૦ ૨૬ મી જુને પેહલ વેહલા ઇંગલાંડ ખાતે વેપાર તથા આડતનું કામ કરવાને મેસરસ કામાની કંપનીના નામથી પેહેડી સ્થાપી ગયા હતા. એવણ લંડન ગયા તે વખતે મુંબઇમાં મંડળીઓ તરફથી માનપત્રો એનાયત થયા હતા. તા૦ ૧ લી મારચ ૧૮૫૬ થી એવણને લંડન યુનીવરસીટીની કાલેજમાં ગુજરાતી ભાષાના પ્રોફેસર તરીકે નેમયા હતા.

તા૦ ૧૦ મી નવેમબર ૧૮૫૮ ને દીને ઇંગલાંડથી મુંબઇ આવ્યા હતા અને ત્રણ માસ અંતરે રહી પાછા ઇંગલાંડ ગયા હતા અને લીવરપુલ તથા લંડનમાં પોતાના નામની જુદી વેપારી પેઢી ઉઠી હતી. તા૦ ૩૧ મી અકટોબર ૧૮૬૧ ને દીને યુરોપના જરથોસતીઓનું ધરમનું ફંડ સથાપી ફંડની કમીટીના ૧૮૬૪ થી સ્‍રનશાન તરીકે સારી સેવા બજાવી હતી. ૧૮૬૧ માં શેઠ દાદાભાઇએ લીવરપુલ મધે એ નીબંધ વાંચ્યા હતા જેના ચોપાન્યા છપાવી પ્રગટ કીધાં હતાં, તેમજ લંડન ખાતે જાહેરના ફાયદા સંબંધી કેટલાંક ભાષણોઆી કીધાં હતાં.

તા૦ ૯ મી સપટેમબર ૧૮૬૩ ને દીને એવણ મુંબઈ પાછા આવયા હતા અને છ મહીના રહીને તા૦ ૧૪ મી મારચ ૧૮૬૪ ને દીને ત્રીજી વાર લંડન ગયા હતા. જ્યાં આ દેશના વીચાર જાહેર કરવાને લંડન ઇંડીયન સોસાયટી નામની એક મંડળી એવણનાં પ્રમુખપણા હેઠળ ૧૮૬૫માં સથાપવામાં આવી હતી. ૧૮૬૭ માં ઇંગલાંડ મધે સથાપાયલી ઇસટ ઇંડયા એસોસીએશનના કેટલોક વખત સુધી આ૦ સેક્રેટરી તરીકે કામ બજાવયું હતું તે વખતે કેટલાક નીબંધો લંડન ખાતે વાંચ્યા હતા. તે પછી ૧૮૬૯ માં મુંબઈ આવ્યા બાદ એવણે એ એસોસીએશનની એક શાખા મુંબઈમાં ઉઘાડીને કેટલાંક ભાષણો કીધાં હતાં અને ૧૮૭૯ માં હીંદુસતાંનની ગરીબાઈ વીષે નીબંધો વાંચ્યા હતા. ચોથીવાર ઈંગલંડ જવા નીકળયા ત્યારે મુંબઇના રહેવાશીઓએ ફ્. કા. ઇનસ-ટીટયુટમાં એક માનપત્ર તથા ૩૩૦૦૦ ની પરસ ભેટ આપી હતી. ઇંગલંડ ગયા પછી ૧૮૭૦ માં લંડનની સોસાયટી ઓફ્ આરટસની જાહેર સભામાં હીંદુસતાનની હાજતો તેમજ વેપાર ઉપર નીબંધો વાંચયા હતા. ૧૮૭૩ માં હીંદુસતાનની હાલત વીષેની પારલામેંટરી સીલેકટ કમીટીમાં લંબાણથી સાક્ષી આપી હતી અને એજ શાલમાં ઇંગલંડ ખાતે ઈરાનના શાહ ગયા હતા તેવણને માનપત્ર વગેરે એવણની આગેવાની હેઠળ આપવામાં આવયું હતું.

હીંદુસતાનમાં પાછા આવયા પછી વડોદરાના મહારાજા મલાહરાવના દીવાન તરીકેના મોટા ઓધા ઉપર ૧૮૭૪ માં એવણની નેમણુંક થઈ હતી. તેમજ ૧૮૭૫ માં મુંબઇની મયુનીસીપલ કારપોરેશનના મેમબર તરીકે એવણે સારી સેવા એક વરસ સુધી બજાવી હતી. ૧૮૭૬ ના શાલની આખરીએ પાંચની વાર ઇંગલાંડ ગયા હતા. તે વખતે ૧૮૮૦ માં લંડન મધે હીંદી વજીર ઉપર હીંદુસતાનની ગરીબ હાલત વીષે તેમજ ૧૮૮૧ માં હીંદ દુકાળ કમીશનનાં રીપોરટ ઉપર લંબાણ યાદી લખી મોકલી હતી.

૧૮૮૨ માં મુંબઇ આવ્યા પછી ૧૮૮૩ થી ૧૮૮૬ સુધી મુંબઇની મયુનીસીપલ કારપોરે-શનના મેમબર તરીકે એવણે કીમતી સેવાઓ બજાવી હતી અને ૧૮૮૩ થી શેઠ બેરામજી મલ-બારી સાથે વોઇસ ઓફ્ ઇંડયા નામનું માસીક ચોપાન્યું પ્રગટ કરવા માંડયું હતું. ૧૮૮૪ મા નામદાર વાઇસરાય લોરડ રીપનની યાદગારીનું ફંડ ઉભું કરવાની આગેવાની શેઠ દાદાભાઇએ લીધી હતી અને તા૦ ૨૦ મી ડીસેમબરે ગવરમેંટ હાઉસમાં લોરડ રીપને પોતાની આગળ બોલાવી, એવણનો ઉપકાર માન્યો હતો. તા૦ ૧૭ મી સપટેંબર ૧૮૮૫ ને દીને નામદાર ગવરનર લોરડ રે ન વખતમાં મુંબઇની લેજીસલેટીવ કાઉનસીલના અધીકારી તરીકે એવણની નેમણુક થઇ હતી અને એજ શાલમાં મુંબઇની મયુનીસીપલ ટાઉન કાઉનસીલના મેમબર તથા મુંબઇની પારસી ચીફ્ મેત્રીમોનીયલ કોરટના ડેલીગેટ તરીકે એવણ નેમાયા હતા.

તા૦ ૨૬ મી મારચ ૧૮૮૬ ને દીને છઠ્ઠી વાર ઈંગલાંડ ગયા અને પારલામેંટના મેમ્બર તરીકે હોલબરન શેહરના પ્રતીનીધી તરીકે બહાર પડયા હતા પણ તેમાં ફતેહ પામયા નહી હતા. એવણે હીંદુસતાનની સ્થીતી વીષે એજ સાલમાં ભાષણો કીધા હતા અને મુંબઇ આવવા નીકળ્યા તે વખતે નોરથ બુરૂક કલબે જયાફત તથા નેશનલ લીબરલ કલબ તરફથી માનપત્ર એનાયત થયું હતું તા૦ ૬ ઠી દીસેમબર ૧૮૮૬ ને દીને મુંબઇ આવયા હતા અને તા૦ ૨૮ મી દીસેમબરે કલકતા ખાતે મળેલી બીજી નેશનલ કોનગ્રેસના પ્રમુખ નેમી એવણને માન આપયું હતું.

તા૦ ૧૧ મી મારચ ૧૮૮૭ ને દીને સાતમીવાર ઇંગલાંડ ગયા હતા. એજ સાલમાં માહારાણીજીની જુબીલીની મુંબારકબાદીનું ઈંગલંડમાં વસતા હીંદીવાનો તરફનું માનપત્ર એવણે વીંડસર કેસલમાં જઈ હાથોહાથ આપયું હતું. ૧૮૮૮ માં ચાંદીના ચલણ માટે તપાસ કરવાને લંડન ખાતે મલેલા બાદશાહી કમીશન સનમુખ જબાની આપી હતી. તેમજ ૧૮૯૧ માં ભરાયલી આરોગયતા શાસ્ત્રની કોનગ્રેસમાં હીંદુસ્તાનના ડેલીગેટ તરીકે બીરાજયા હતા.

શેઠ દાદાભાઇને ૧૮૯૨ ની તા૦ ૭ મી જુલાઇએ પારલામેંટમાં પેહલાજ હીંદીવાન તેમજ પારસી તરીકે ચુંટી કાઢવાથી ઘણુંજ અસાધારણ માન મલ્યું હતું. હીંદુસ્તાનના એક દેશીને પારલામેંટમાં બેસવાનો આ પેહલ વેહલો બનાવ હોવાથી આખા હીંદમાં અને સરવે કોમમાં ઘણીજ ખુશાલી પેડા થઇ હતી. આ માન માટે પોતાનો હરખ જાહેર કરવાને મુંબઇના રહીશોની એક જાહેર સભા પ્રેસીડનસી એસોસીએશનના નોતરાથી તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૯૨ ને દીને ટાઉન હાલમાં સર દીનશાહ માણેકજી પીટીટ પેહલા બારોનેટના પ્રમુખપણા હેઠલ મલી હતી અને શેઠ દાદાભાઇને મુબારકબાદી આપવાનો તેમજ એવણને ચુંટી કાઢનારાઓનો અને મદદ કરનારાઓનો ઉપકાર માનનારા ઠરાવો પસાર થયા હતા. બીજે વરસે લાહોર ખાતે ભરાયલી નેશનલ કોનગ્રેસના પ્રમુખ તરીકે બીરાજવાને તા૦ ૩ જી ડીસેમબર ૧૮૯૩ ને દીને શેઠ દાદાભાઇ મુંબઇ આવયા તે વખતે ઘણોજ અસાધારણ ગંજાવર આવકાર એવણને મલયો હતો. તા૦ ૧૬ મી ડીસેમબરે ટાઉન હાલમાં મુંબઇ તેમજ જુદાં જુદાં શેહેરો અને ગામો તરફથી ડેપ્યુટેશનો સાથે આવેલા અસંખ્યાબંધ માનપત્રો વગેરે આપવાનો ઘણોજ મોટો મેલાવડો ભેગો મલ્યો હતો. જ્યાં મુંબઈની પ્રેસીડનસી એસોસીએશનનું તેમજ બીજી સભાઓ તરફના ૪, ગુજરાંત પ્રાંતના ૧૩ અને દખણ જીલ્લાના ૫૧ માનપત્રો એનાયત થયા હતા. લાહોર ખાતે ગયા ત્યાં તેમજ રસતે જતા ને આવતા ઘણો સારો આવકાર આપી માનપત્રો એનાયત કરવામાં આવયા હતા. લાહોરથી આવયા પછી મુંબઇની મયુનીસીપાલીટીએ ટાઉન હાલમાં તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૯૪ ને દીને માનપત્ર આપવાનો મેળાવડો કીધો હતો.

તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૯૪ ને દીને એવણ પાછા ઈંગલાંડ ગયા હતા જયાં પણ એમના ઇગ્રેજ દોસ્તો તથા વખાણનારાઓએ પાછો દીલોજાનીભરયો આવકાર આપી મોટું માન આપ્યું હતું. એજ સાલના એપ્રીલ માસમાં ઈંગલંડની કીંગસ ક્રોસ ટેમપરનસ એશોશીએશનના પ્રમુખ તરીકે એવણની નેમણુક થઇ હતી. પારલામેન્ટમાં બીરાજી હીંદુસ્તાનને લગતા સવાલોમાં ઘણીજ ઉલટ લઈ બહુજ ખંતથી કામ કીધું હતું તેમજ ઘણી બાબદો ઉપર ભાપણો તથા નીબંધો એવણે વાંચ્યા હતા. એવણને અમેરીકાની ઈંડો અમેરીકન નેશનલ એસોસીએશનના ૧૯૦૬ માં ઓનરરી પ્રમુખ તરીકે ચુંટી કાઢયા હતા. ૧૯૦૬ ના દીસેમ્બરમાં કલકતા ખાતે ભરાયલી ૨૨મી હીંદી નેશનલ કોનગ્રેસના પ્રમુખ તરીકે શેઠ દાદાભાઇ નેમાયલા હોવાથી ઈંગલંડથી ઉપડયા તે વખતે એવણના માનમાં ખાણાના મેલાવડાઓ થયા હતા. તા૦ ૧૪ મી ડીસેમ્બરે મુંબઇ આવ્યા તે વેળાએ મુંબઇની પંચરંગી પ્રજાએ તેમને બાદશાહી આવકાર આપી ઘણું માન આપ્યું હતું. તા૦ ૨૨ મીએ કલકતે ગયા ત્યારે જતા આવતા મારગમાં સ્ટેશનો ઉપર એવણને લોકોએ હાજર થઇ માનપત્રો વગેરે એનાયત કરી આદરમાન આપ્યું હતું, તેમજ કલકતા ખાતેબી જરથોસ્તી અંજુમન તથા બીજાઓ તરફથી ખાણાના મેલાવડાઓ તથા માનપત્રો એનાયત થયાં હતાં. મુંબઇમાંબી મંડળીઓ વગેરે તરફથી માનપત્રો એનાયત કરવાના તેમજ ખાણાના મેલાવડાઓ કરવામાં આવ્યાં હતાં. વળી તે વખતના નામદાર ગવરનર લોરડ લેમીંગટને એમને સરકારી મેહલમાં લંચ ઉપર બોલાવ્યા હતા. તા૦ ૧૯ મી જાનેવારીને દીને મુંબઇથી વેલાત જવા ઉપડી ગયા હતા પણ એવણની તબીયત ઠીક નહી ચાલવાથી એજ સાલની તા૦ ૧૧ મી નવેમબરને દીને મુંબઇ આવી વેસાવા ખાતે રહયા હતા. જયાં તા૦ ૭ મી મારચ ૧૯૧૨ ને દીને તે વખતના નામદાર ગવરનર સર જોરજ કલારકે

# માહા ૧૧ મો બેહેમન શેહેનશાહી શને ૧૨૮૭ યજદેજરદી.

| પારસીઓના રોજ—તેના નામ શાથે. | વાર. | ઈંગરેજી તારીખ | હીંદુ તારીખ | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી માહા ૧૨મો. અફ્દારમદ શને ૧૨૮૭ યજદેજરદી. ઈ૦ તા૦ ૮ મી જુલાઇ થી તે તા૦ ૬ ઠી આગશટ ૧૯૧૮ સુધી. હીંદુ સંવત ૧૯૭૪ ના જેઠ વદ ૩૦ ને વાર સોમથી તે આષાઢ વદ ૩૦ ને વાર ભોમ સુધી. |
|---|---|---|---|---|
| ૧—અહુરમજદ | સોમ. | ૮ | ૩૦ | માહા ૧૨ મો અફ્દારમદ કદમી. બઝમે જશને રૂઝે અહુરમઝદની [મંડલીની સ્થાપના ૧૨૬૭. |
| ૨—બેહમન ... | ભોમ. | ૯ | ૧ | **આષાડ માસ.** ચાંદરાત. શે૦ બહમન અમ૦ જશન. ૬૦ [દારા૦ શેઠ૦ કુમાના ગુજરયા ય૦ ૧૨૪૧. |
| ૩—અરદીબેશત | બુધ. | ૧૦ | ૨ | હમકારો. શર કા૦ જાં૦ રેડીમણી નાઇટ શી. એશ. આઇ ગુ., ૫૦ |
| ૪—શેહેરેવર... | ગુરૂ.. | ૧૧ | ૩ | [૧૨૪૭. મુંબઇમાં શને ૧૮૭૨માં પાંચ રૂપીઆની નોટ નીકલી. |
| ૫—સ્પેંદારમદ. | શુકર. | ૧૨ | ૪ | ૬૦ અફ્દારમદ અમશાસ્પંદનું જશન. સર જમશેદજી જીજીભાઇ ત્રીજા બારોનેટહક થયા, ય૦૧૨૬૭. |
| ૬—ખુરદાદ..... | શની. | ૧૩ | ૫ | કલકતાનાં ધરતીકંપથી ડારજીલીંગ ને શીરાજગંજમાં મોટી ખરાબી, ૧૮૮૫.—બીજી વાર ૧૮૯૭. |
| ૭—અમરદાદ... | રવી.. | ૧૪ | ૬ | નાના સાહેબે કાહાંનપોરમાં ઇંગ્રેજ ઓરત, મરદો, તથા છોકરાં- [ઓની કતલ ચલાવી ૧૮૫૭. ૧૮૭૦મા ફ્રાંન્સ ને જ૦મબડાઇ. |
| ૮—દેપાદર..... | સોમ. | ૧૫ | ૭ | પુણાની શે૦૨૦ પટેલવાલી દરે૦ ૯૫મું. અજમેરની શેઠ નવ૦ |
| ૯—આદર...... | ભોમ. | ૧૬ | ૮ | હમકારો. ૩૦ કલ્યાણીવાલાની દરે૦ ૨૧ મું. સરદાર ખા૦ |
| ૧૦—આવાં..... | બુધ. | ૧૭ | ૯ | બા૦ પદમજી પેસતનજી ગુજરયા—ય૦ ૧૨૬૩. |
| ૧૧—ખોરશેદ..... | ગુરૂ.. | ૧૮ | ૧૦ | |
| ૧૨—મોહોર...... | શુક્ર. | ૧૯ | ૧૧ | શેઠ શોરાબજી વાછાગાંધી યઝદેજરદી ૧૨૨૬ માં ગુજરયા. |
| ૧૩—તીર.... ... | શની. | ૨૦ | ૧૨ | |
| ૧૪—ગોશ........ | રવી.. | ૨૧ | ૧૩ | હીંદુસથાનમાં ઇનકમટેકસ થયો, ૧૮૬૦. |
| ૧૫—દેપમેહેર ... | સોમ. | ૨૨ | ૧૪ | |
| ૧૬—મેહેર...... | ભોમ. | ૨૩ | ૧૫ | [જુરીમાં બેઠા, ૧૮૨૮. |
| ૧૭—સરોશ..... | બુધ.. | ૨૪ | ૧ | હમકારો. હીંદુસથાંનના દેશીઓમાં પેહેલા પીટીટ |
| ૧૮—રશને.... | ગુરૂ.. | ૨૫ | ૨ | બંગાલના દખણ ભાગપર ધરતીકંપ થયો, ૧૮૫૪. મલારરાવ [મદરાસમાં નજરકેદ હતોતે મરણ પાંમ્યો, ૧૮૮૨. |
| ૧૯—ફરવરદીન .. | શુકર. | ૨૬ | ૩ | કદમી અશીફરોહરનું જસન. |
| ૨૦—બેહેરાંમ ... | શની. | ૨૭ | ૪ | હમકારો. પરેલમાના દા૦ પે૦ વાડયાનાં આદરાનને ૮૫ મું. |
| ૨૧—રામ ...... | રવી.. | ૨૮ | ૫ | |
| ૨૨—ગુવાદ.... | શોમ. | ૨૯ | ૬ | |
| ૨૩—દેપદીન..... | ભોમ. | ૩૦ | ૭ | |
| ૨૪—દીન...... | બુધ.. | ૩૧ | ૮ | |
| ૨૫—અરશીશવંગ | ગુરૂ.. | ૧ | ૯ | **આગશટ માસ.** ૧૮૪૯માં સમાચાર દરપણ નામનું રોજીંદુ ગુજરાતી વરતમાન પેહેલ વેહલું પ્રગટ થયું હતું ને ૧૮૬૮માં અખબારે શોદાગર શાથ જોડાયું. હીંદમાં નીકલનો એક આનાનો શીકકો ચાલુ થયો ૧૯૦૭. શર જ૦ જી૦ નાઈટને "બારોનેટ" નો વંશપરંપરાનો ખેતાબ મલેઓ ૧૮૫૭. |
| ૨૬—આશતાદ.. | સુકર | ૨ | ૧૧ | [કદમી મુકતાદ શરૂ થયાં. |
| ૨૭—આસમાન... | શની. | ૩ | ૧૨ | શેઠ ફ૦ દીનશાજી પીટીટ ગુજર્યા, યઝદેજ૦ ૧૨૬૪. |
| ૨૮—જમીઆદ.. | રવી. | ૪ | ૧૩ | |
| ૨૯—મારેશપંદ. | સોમ. | ૫ | ૧૪ | કદમી મીનો મારેસફંદનું જશન. મુંબઇમાં પેહેલવેહલી પારસી |
| ૩૦—અનેરાં..... | ભોમ. | ૬ | ૩૦ | [મેટરાગોનીયલ કોરટ બેઠી ૧૮૬૬ પ્રી૦ આલબરટ ૧૮૪૪માં જ૦ |

# માહા ૧૨ મો સફંદારમદ શેહેનશાહી શને ૧૨૮૭ યજદેજરદી.

| શે૦ પારસીઓના તીશે રોજ—તેના નાંમ સાથે | કદમી માહના રોજ | વાર. | ઈંગ્રેજી તારીખ | હીંદુ તીથ | કદમી જરથોશતીઓનો ગાથા ૧ લો માહ ૧૨ મો સને ૧૨૮૭ થી રોજ ૩૦ મો માહા ૧ લો ફરવરદીન સને ૧૨૮૮ યજદેજરદી. ઈંગ્રેજી તા૦ ૭મી આગશટ થી તા૦ ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૧૭સુધી. હીંદુઓનાં સંવત ૧૯૭૪ નાં શ્રાવણ શુદ ૧ ને વાર બુધથી તે ભાદરવા શુદ ૫ ને વાર ભોમ સુધી. |
|---|---|---|---|---|---|
| ૧—અહુરમજદ. | ગા. | બુધ. | ૭ | ૧ | **શ્રાવણ માસ.** ગાથા ૧ લો કદમી, હમસપથમદેમ ઘંબાર કદમી. |
| ૨—બહમન.... | ગા. | ગુરૂ.. | ૮ | ૨ | ચાંદરાત. ગાથા ૨ જો ઓસતુઅદ. કદમી. |
| ૩—અરદીબેશત. | ગા. | સુકર. | ૯ | ૩ | ગાથા ૩ જો સપેનતોમદ.શે.હમકારો.ઈંગ્લાંડમાં નામદાર શેહનશાહ એદવર્ડની ૧૯૦૨ માંરાજ્યભીસેક થયો |
| ૪—શેહેરેવર.... | ગા. | શની. | ૧૦ | ૪ | ગાથા ૪ થો વાહુક્ષથર, કદમી. મું૦માં મુસ૦ હીંદુ વચ્ચે મોટું હુલડ, ૧૮૯૩. |
| ૫—સફંદારમદ. | ગા. | રવી.. | ૧૧ | ૪ | ગાથા ૫ મો વહસતોઈસત કદમી. શે૦ સર્પ૦નું જશન. દશતુરજી અં૦દા૦ શનજાંણાં ગુ૦ ય૦, ૧૨૧૬. શેઠ ડો૦ શો૦ મુનશી ગુ૦, ૧૨૩૯ ડા. કે. નસ. બાહાદુરજી ગુજરયા ય૦ ૧૨૬૭. |
| ૬—ખુરદાદ.... | ૧ | સોમ | ૧૨ | ૫ | નાગ પાંચમ. કદમી સને ૧૨૮૮ ય૦ નુ નવું વરસ. એનેસ્ટીનું મરણ ૧૮૭૩. |
| ૭—અમરદાદ... | ૨ | ભોમ | ૧૩ | ૬ | |
| ૮—દેપાદર..... | ૩ | બુધ. | ૧૪ | ૭ | કદમી ગ્મીથવન ઈજવાનો દીવસ, તથા કદમી અરદીબેરત રોજનો હમકારો. નોશારીનાં વડા દશતુર મેરજીરાણાં ગુજરયા, ય૦૯૬૦. |
| ૯—આદર ..... | ૪ | ગુરૂ.. | ૧૫ | ૮ | શેહનશાહી હમકારો. કલકતાની ઈ૦ ઈ૦ રેલવે ચાલી, ૧૮૫૪. |
| ૧૦—આવાં..... | ૫ | શુકર. | ૧૬ | ૯ | |
| ૧૧—ખુરશીદ... | ૬ | શની | ૧૭ | ૧૦ | કદમી ખુરદાદ શાલ. |
| ૧૨—મોહોર..... | ૭ | રવી. | ૧૮ | ૧૧ | કદમીઓનો અમરદાદ શાલ—(વરાવો) |
| ૧૩—તીર...... | ૮ | સોમ. | ૧૯ | ૧૨ | |
| ૧૪—ગોશ...... | ૯ | ભોમ. | ૨૦ | ૧૩ | કદમી આદર રોજનો હમકારો. |
| ૧૫—દેપમેહેર.... | ૧૦ | બુધ. | ૨૧ | ૧૪ | નારીયેલી પુનમ. |
| ૧૬—મેહેર...... | ૧૧ | ગુરૂ | ૨૨ | ૧૫ | |
| ૧૭—સરોશ...... | ૧૨ | શુકર. | ૨૩ | ૧ | શે૦ હમકારો તુલશીતલાવ વેઆર સાથે જોડી નાખ્યો ૧૮૭૨. |
| ૧૮—રશને...... | ૧૩ | શની | ૨૪ | ૩ | અંગ્રેજો લખનોરમાં દાખલ થયા, ૧૮૫૭. |
| ૧૯—ફરવરદીન .. | ૧૪ | રવી. | ૨૫ | ૪ | શે૦ અસ્તોફરોહરનું જશન. પ્રીનસ આલબરટ જન્મયો ૧૮૧૯. |
| ૨૦—બેહેરાંમ.... | ૧૫ | સોમ | ૨૬ | ૫ | શે૦ હમકારો. શુનાબાઈ હીરજી રેડીમણીનાં ગોવાલ્યાતલાવના આદ્રાંનને ૧૦૫. શુરત બેરાંમપારીઆગલ પાસેના દર૦ ને ૭૯. |
| ૨૧—રાંમ....... | ૧૬ | ભોમ. | ૨૭ | ૬ | |
| ૨૨—ગુવાદ...... | ૧૭ | બુધ. | ૨૮ | ૭ | ક૦ સરોશ રો૦ હમકારો. બાહેરકોટ દાદીશેઠના આતશબે. ૧૩૬ એવોનાજ કોટકોટના ક૦ આદરાંનને ૧૧૫. કલકતામાના ફ૦ કા૦ બનાજીના આદરાંનને ૭૯ મું. ભીંડીબજારના મે૦ માં૦ પટેલના આદરાંનને ૧૧૧. યઝ૦ ૧૧૫૨માં મુંબઈમાં કેટલાક પારસીઓએ કદમી તરીકા અખત્યાર કીધો. ગોકુલ આઠમ. |
| ૨૩—દેપદીન. ... | ૧૮ | ગુરૂ.. | ૨૯ | ૮ | |
| ૨૪—દીન...... | ૧૯ | શુકર | ૩૦ | ૯ | ક૦ ફરવરદીનનું જશન. |
| ૨૫—અરશેસવંગ | ૨૦ | શની. | ૩૧ | ૧૦ | ક૦ બેરાંમ રોજનો હમકારો. શેનશાહીઓના મુકતાદ શરૂ થયાં. |
| ૨૬—આસતાદ... | ૨૧ | રવી. | ૧ | ૧૧ | **સપ્ટેમ્બર માસ.** ૧૮૫૮ માં હીંદુસ્થાનનું રાજ ઈ૦ ઈ૦ કું૦ શેઠથી શે૦ બાંનુને સ્વાધીન થયું. પા૦ ધારો પસાર થયો ૧૮૬૫. |
| ૨૭—આસમાંન. | ૨૨ | સોમ | ૨ | ૧૨ | |
| ૨૮—જમીઆદ... | ૨૩ | ભોમ | ૩ | ૧૩ | |
| ૨૯—મારેસફંદ.. | ૨૪ | બુધ. | ૪ | ૧૪ | શે૦ મીના મારેશપંદનું જશન. |
| ૩૦—અનેરાં..... | ૨૫ | ગુરૂ. | ૫ | ૩૦ | |
| ૧—અહુનુઅદ.. | ૨૬ | શુકર | ૬ | ૧ | શે૦ ગાથા ૧ લો ઘંબાર શરૂ થયા. ભાદરવા સારા-ચાંદરાત. |
| ૨—ઓશતુઅદ. | ૨૭ | શની. | ૭ | ૨ | ગાથા ૨ જો. |
| ૩—સપેનતોમદ. | ૨૮ | રવી. | ૮ | ૩ | ગાથા ૩ જો. |
| ૪—વોહુખશથર | ૨૯ | સોમ | ૯ | ૪ | ગાથા ૪ થો. |
| ૫—વહીસ્તોયસ્ત | ૩૦ | ભોમ | ૧૦ | ૫ | ગાથા ૫ મો. |

શેઠ બેરામજી જીજીભાઈ સી. એસ આઈ. ગુજર્યા ય. ૧૨૫૯. સર જ૦ જી. એ ગહમબારો કરવા માંડયા—યજદે ૧૧૯૭.

# જરથોશતીઓએ સ્થાપેલાં આતશબેહરાંમો.

## મુંબઇ મધેના આતશબેહરાંમો.

| ઠેકાણું. કોણે પરઠેલાં યાને બંધાવેલાં. | રોજ. | માહ. | ય. સને | શે. કે ક. |
|---|---|---|---|---|
| ૧–કરેલવાડી–કાવસજી બેરાંમજી બનાજીની નૈયતે ... ... | ૧૭ | ૪ | ૧૨૧૫ | કદમી |
| ૨–ચરનીવાડી–હોરમજજી બમનજી વાડીઆજી ... ... | ૧૭ | ૨ | ૧૨૦૦ | શેનશાહી |
| ૩ ,, જરથોસતી અંજુમને સ્થાપેલાં ... ... | ૩ | ૨ | ૧૨૬૭ | ,, |
| ૪–બહારકોટ–દાદીભાઇ નશરવાનજી દાદીશેઠ ... ... | ૧૭ | ૧ | ૧૧૫૩ | કદમી |

## દેશાવરો ખાતેના આતશબેહરાંમો.

| ઠેકાણું. | રોજ. | માહ. | ય. સને | શે. કે ક. |
|---|---|---|---|---|
| ૫–ઉદવાડા–અવલ જરથોસ્તી અનજુમને શંજાણમાં સ્થાપેલાં, ને હાલ ઉદવાડામાં છે (૧) ... ... ... | ૯ | ૯ | ૯૦ | શેનશાહી |
| ૬–નવસારી–ખુરશેદજી ટેમુલજી દેશાઇજી (૨) .... ... | ૧૭ | ૨ | ૧૧૩૫ | ,, |
| ૭–સુરત–દાદાભાઇ નશરવાનજી મોદી ... ... ... | ૧૭ | ૨ | ૧૧૯૩ | ,, |
| ૮ ,, પેશતનજી કાલાભાઈ વકીલ ... ... ... | ૩ | ૪ | ૧૧૯૩ | કદમી |

# જરથોસ્તીઓએ સ્થાપેલી દરેહમેહેરો તથા આતશ દાદગાંઓ.

## મુંબઇ મધેની દરેહમેહેરો તથા આતશ દાદગાંઓ.

| ઠેકાણું. | રોજ. | માહ. | ય. સને | શે. કે ક. |
|---|---|---|---|---|
| ૧–કરેલવાડી–કાવશજી બેરાંમજી બનાજી (આતશબેહરામમાં) | ૨૦ | ૧ | ૧૨૧૪ | કદમી |
| ૨–કાંદાવારો મોહલો–નશરવાંનજી હીરજીભાઇ કરાંની ... | ૨૦ | ૬ | ૧૨૧૬ | શેનશાહી |
| ૩–કોટમાં–ખરશેદજી માણેકજી સરાફ (૩) ... ... | ૨૬ | ૨ | ૧૧૮૬ | ,, |
| ૪ ,, બનાજી લીમજી (૪) ... ... ... | ૯ | ૯ | ૧૦૭૮ | ,, |
| ૫ ,, માણેકજી નવરોજી શેઠનાં(૫)... ... ... | ૯ | ૯ | ૧૧૦૨ | ,, |
| ૬ ,, મોટલાંબાઇ જેહાંગીર નશરવાનજી વાડીયા ... | ૨૦ | ૯ | ૧૨૩૨ | ,, |
| ૭ ,, ગોદાવરા મોબેદો કાજે પંચાયતે બાંધેલું ... | ૩ | ૫ | ૧૧૯૫ | ,, |
| ૮ ,, મનચેરજી ખરશેદજી લંગડાનાં(૬) ... ... | ૧૫ | ૭ | ૧૨૧૭ | ,, |
| ૯–કોટેકોટ– અરદેશર દાદીભાઇ દાદીશેઠ ... ... | ૧૭ | ૧ | ૧૧૭૩ | કદમી |
| ૧૦ ,, પીરોજબાઇ તે દાદાભાઇ માણેકજી વાછાના વીધવા | ૩ | ૯ | ૧૨૫૦ | શેનશાહી |
| ૧૧–કોલાબે–જીજીભાઇ દાદાભાઇ ... ... ... | ૧૭ | ૬ | ૧૨૦૫ | ,, |
| ૧૨–ખેતવાડી–કાવશજી માણેકજી હાશબરનર ... ... | ૯ | ૯ | ૧૨૦૧ | કદમી |
| ૧૩ ,, પાલનજી ખરશેદજી કામા (કામા બાગમાં) ... | ૧૭ | ૯ | ૧૨૩૮ | શેનશાહી |
| ૧૪–ગરાંટરોડ–સોરાબજી હોરમસજી રાંનજી ... ... | ૩ | ૮ | ૧૨૩૭ | ,, |
| ૧૫ ,, દોરાબજી એ. જમસીના અથવા મીઠાઇવાલા ... | ૯ | ૯ | ૧૨૮૦ | ,, |
| ૧૬–ગોવાલ્યાતલાવ–શુનાબાઇ હીરજી જીવણજી રેડીમની(૭)... | ૨૦ | ૧૨ | ૧૨૧૧ | ,, |

* આ સઘલાં નંબરોવાલી દરેહમેહેરને લગતી વીગતો દરેહમેહરોના લીસટની સેવટે જણાવેલી છે.

| ઠેકાણાં. દરેમેહેરો કોણે બંધાવેલી.. | રોજ. | માહા. | ય. સને. | શે. કે ક. |
|---|---|---|---|---|
| ૧૭–ચરનીવાડી- હોરમજી બમનજી વાહાડયા (આતશબેરામમાં) | ૨૦ | ૨ | ૧૧૭૫ | શેનશાહી |
| ૧૮–ચોપાટી–મોદી સોરાબજી વાછાગાંધીના વારેસો ... | ૧૭ | ૬ | ૧૨૨૭ | કદમી |
| ૧૯–ડનકનરોડ–હોરમજી ધનજીભાઇ પટેલ ... ... | ૧૭ | ૫ | ૧૨૦૩ | શેનશાહી |
| ૨૦–ધોબીતલાવ–આવાંબાઈ તે અ૦ ખ૦ વાડીઆજીના ધ૦(૮) | ૨૪ | ૭ | ૧૨૩૨ | ,, |
| ૨૧–પરેલ–દાદાભાઇ તથા મનચેરજી પેશતનજી વાડીઆ(૯) ... | ૨૦ | ૧૧ | ૧૨૦૩ | ,, |
| ૨૨ ,, દીનબાઇ ન. પીટીટે જ.ન. પીટીટ આરફનેજમાં પરહાવેલી | ૩ | ૭ | ૧૨૬૬ | ,, |
| ૨૩–બહારકોટ–મનચેરજી બમનજી શેઠના(૧૦) ... ... | ૧૭ | ૨ | ૧૧૬૬ | ,, |
| ૨૪ ,, શાપુરજી સોરાબજી કપાવાલા... ... ... | ૧૭ | .૨ | ૧૨૨૮ | ,, |
| ૨૫–ભાયખલા–બમનજી મેરવાંનજી મેવાવાલા(૧૧) ... ... | ૧૭ | ૪ | ૧૨૨૦ | ,, |
| ૨૬–ભીંડીબજાર–મેરવાનજી માણેકજી પટેલ(૧૨) ... ... | ૧૭ | ૧૨ | ૧૧૭૭ | ,, |
| ૨૭–મજગાંમ–ફરાંમજી નશરવાંનજી પટેલ(૧૩) ... ... | ૧૧ | ૩ | ૧૨૧૫ | કદમી |
| ૨૮ ,, નાનાભાઇ જમશેદજી સપલાની નયાબતે(૧૪) ... | ૧૪ | ૮ | ૧૨૩૬ | શેનશાહી |
| ૨૯ ,, અનજુમનને ખરચે ... ... ... | ૯ | ૫ | ૧૨૭૬ | ,, |
| ૩૦–મરીનલાઇન–જમશેદજી દાદા. આમરીઆ(સોડાવાટરવાલા)(૧૫) | ૨૮ | ૨ | ૧૨૪૪ | ,, |
| ૩૧–મહાલક્ષ્મી–એરાંમજી કાવશજી બાટલીવાલા ... ... | ૨૦ | ૪ | ૧૨૩૪ | ,, |
| ૩૨ ,, હોરમજી દાદાભાઇ શાએર ... ... ... | ૧૭ | ૭ | ૧૨૧૪ | કદમી |
| ૩૩–માહીમ–મનચેરજી બમનજી કુપરે સ્થાપેલી અને પાછલથી શાપુરજી જ૦ દાજીએ બંધાવેલી (દાદગાં)(૧૬) ... | ૪ | ૨ | | શેનશાહી |
| ૩૪ ,, એદલજી રૂશતમજી સુનાવાલાએ ધણીયાણી સુનાબાઇની નયાબતે (દાદગાં) ... ... ... | ૧૭ | ૯ | ૧૨૮૨ | ,, |
| ૩૫–વાલકેશ્વર–શેરાબજી ખરશેદજી થુંઠાનાની નયાબતે ... | ૭ | ૯ | ૧૨૨૮ | કદમી |
| ૩૬–દાદર–નવરોજી કાવશજી નાલીએરવાલા(૧૭) ... ... | ૩ | ૧૦ | ૧૧૯૧ | શેનશાહી |
| ૩૭–વાંદરે–નશરવાંનજી રતનજી તાતા ... ... .... | ૨૦ | ૬ | ૧૨૫૩ | ,, |

☞ મુંબઇનો ઉપલી ૩૭ જાહેર દરેમેહરો, આતશ આદરાંનોની ઉપરાંત બીજી કેટલીક દાદગાંઓની દરેમેહરો છે જેવી કે (૧) બાહારકોટની અલાઇબાગની, (૨) કોલાબેની પાંડ શેનીટેરીઅમની, (૩) ગોરગાંમની આલબલેશ બાગમાંની, (૪) ગીરગાંમ બેક રોડપરની અશલાજીની અને (૫) વાલકેશવરમાં રેડીમનીની.

## દેશાવરો ખાતેની દરેહમેહેરો તથા આતશ દાદગાંઓ.

| ઠેકાણાં. દરેમેહેરો કોણે બંધાવેલી.. | રોજ. | માહા. | ય. સને. | શે. કે ક. |
|---|---|---|---|---|
| ૧–અંકલેશર–નરશંગ ધમપાલ(૧૮) ... ... ... | ... | | ૯૧૯ | શેનશાહી |
| ૨–અજમેર–નવરોજી રૂશતમજી કલીઆણીવાલાના પુણ માટે... | ૮ | ૧૧ | ૧૨૬૭ | ,, |
| ૩–અંદેરી–અરદેશર ભીખાજી પટેલ ... ... ... | ૫ | ૯ | ૧૨૭૭ | ,, |
| ૪–અમદનગર–જમશેદજી પેશતનજી પલાનટી ... ... | ૯ | ૮ | ૧૨૧૬ | ,, |
| ૫–અમદાવાદ–ખરશેદજી બેહરાંમજી નાણાવતી(૧૯)... ... | ૨૩ | ૧૦ | ૧૨૧૫ | ,, |
| ૬–અમરેલી–હોરમજી બમનજી વાહડયા (૨૦) ... .... | ૧૭ | ૨ | ૧૧૯૩ | ,, |
| ૭–અડાજણ–સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટ ... | ૨૦ | ૯ | ૧૧૯૬ | ,, |
| ૮–આલપાઇ–નવરોજી કાવશજી નાલીએરવાલા ... ... | ... | | ... | ,, |
| ૯–ઇગતપુરા–અંજુમનને ખરચે ... ... ... | ૫ | ૧૦ | ૧૨૫૬ | ,, |
| ૧૦–ઇછાપોર–કાવશજી ધનજીભાઇ પાઉંવાલા તથા ભત્રીજા ... | ૫ | ૮ | ૧૨૧૬ | ,, |

| ઠેકાણું. કોણે પરંદેલાં યાને બંધાવેલાં. | રોજ. | માહ. | ય. સને | શે. કે ક. |
|---|---|---|---|---|
| ૧૧–ઈનડોર–હોરમજી માણેકજી બમગરા(૨૧) ... ... | ૧૦ | ૮ | ૧૨૪૮ | શેનશાહી |
| ૧૨–ઉદવાડા–સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે બંધાવેલું આતશબેરામને લગતું મકાન ... ... ... | ૨૦ | ૯ | ૧૨૫૦ | ,, |
| ૧૩–ઉરન–કુવરજી તથા બેરામજી એદલજી ઉમરીગર ... | ૨૩ | ૨ | ૧૨૭૪ | ,, |
| ૧૪–એડન–કાવશજી દીનશાજી એડનવાલા ... ... | ૨૦ | ૧ | ૧૨૫૩ | ,, |
| ૧૫–એલાવ–આ૦ કાઉશ ખરશેદજી કામદીન(૨૨) ... ... | ૨૦ | ૧૨ | ૧૦૯૧ | ,, |
| ૧૬–આંકોલા–દ૦ નશરવાનજી જામાસ્પજી જામાસ્પઆશા(૨૩) | ૨૪ | ૨ | ૧૨૩૯ | ,, |
| ૧૭–કચ્છ-ભુજ–પેશતનજી શેરાબજી ભુજવાલા(૨૪) ... | ૨૩ | ૯ | ૧૨૭૪ | ,, |
| ૧૮–કરંજ–પેસ્તનજી, હીરજીભાઇ, પીરોશા હોરમજી પસ્તાકયા | ૨૭ | ૪ | ૧૨૧૫ | ,, |
| ૧૯–કરાંચી–ડોશાભાઇ મેરવાંનજી વાહાડયાની યાદગારી માટે(૨૫) | ૯ | ૯ | ૧૨૩૯ | ,, |
| ૨૦ ,, હીરજીભાઇ જમશેદજી બેહરાનાં (૨૬)... ... | ૯ | ૮ | ૧૨૧૮ | ,, |
| ૨૧–કલકતા–ધનજીભાઇ એ. મેહતાનાં અંજુમનના આતશઆદરાન(૨૭) | ૯ | ૯ | ૧૨૫૯ | ,, |
| ૨૨ ,, રૂશતમજી કાવશજી બનાજી ... ... ... | ૧૭ | ૧ | ૧૨૦૯ | કદમી |
| ૨૩–કલ્યાણી–એદલજી બેરાંમજી મોદી(૨૮) ... ... | ૧૭ | ૨ | ૧૧૫૮ | શેનશાહી |
| ૨૪–કવેતા–અનજુમનના ઉઘરાટથી(૨૯)... ... | ૧૭ | ૯ | ૧૨૫૨ | ,, |
| ૨૫–કુદીઆના–મનચેરજી કુવરજી બાઠેના, હોરમજી માણેકજી કુદીઆનાવાલા ... ... ... ... | ૭ | ૭ | ૧૨૧૯ | ,, |
| ૨૬–ખજોત–બેહરાંમજી હીરાજી કોહલા ... ... ... | ૧૮ | ૯ | ૧૨૧૫ | ,, |
| ૨૭–ખંબાત–પેસ્તનજી ખરશેદજી મોદી, ખંબાતવાલા ... | ૧૭ | ૪ | ૧૨૧૩ | ,, |
| ૨૮–ખેરગામ–મોતીબાઈ તે બમનજી જ૦ મુલાંના વીધવા ... | ૫ | ૯ | ૧૨૫૧ | ,, |
| ૨૯–ગનદેવી–હોરમજી બીખાજી ચીનાઇ, વલસાડવાલા ... | ૭ | ૯ | ૧૨૦૩ | ,, |
| ૩૦–ચીકલી–દોરાબજી તથા ફરામજી હોરમજી ગનજદર(૩૦) ... | ૧૭ | ૬ | ૧૨૪૨ | ,, |
| ૩૧–જંગબાર–દોરાબજી દીનશાહ એદનવાલા (દાદગાં) ... | ૧૩ | ૯ | ૧૨૬૪ | ,, |
| ૩૨–જામનગર–ટેમુલજી માહીઆરજી મીરજા ... ... | ૧ | ૭ | ૧૨૬૪ | ,, |
| ૩૩–જાહાંબોરડી–અંજુમનના ખરચે ... ... ... | ૨૦ | ૯ | ૧૨૮૫ | ,, |
| ૩૪–તવરી–એદલજી વ્યાજખોરા(૩૧) ... ... ... | ૧૪ | ૬ | ૧૨૩૮ | ,, |
| ૩૫ ,, અનજુમન ... ... ... ... | ૩ | ૮ | ૧૨૩૮ | ,, |
| ૩૬–તારાપોર–વીકાજી મેહેરજીભાઇ તારાપોરવાલા(૩૨) ... | ૯ | ૯ | ૧૧૮૯ | ,, |
| ૩૭–થાણા–કાવશજી તથા દોરાબજી રૂશતમજી પટેલ(૩૩) ... | ૯ | ૭ | ૧૧૫૦ | ,, |
| ૩૮–દમણ–મેરવાનજી નવરોજી માંણેકજી... ... ... | ૮ | ૬ | ૧૨૦૭ | ,, |
| ૩૯ ,, રતનબાઈ હોરમજી મનચેરજી કામા(૩૪)... ... | ... | | ૧૨૧૫ | ,, |
| ૪૦–દવીહેર–નવાજબાઇ તે જાંગીરજી નવરોજી ધાસીઆના ધ૦ | ૩ | ૯ | ૧૨૨૪ | ,, |
| ૪૧–દીવ–જેહાંગીર નશરવાનજી વાડીઆજી ... ... | ૨૬ | ૫ | ૧૧૯૯ | ,, |
| ૪૨–દુમસ–સુરતની અનજુમને(૩૫) ... ... ... | ૨૬ | ૬ | ૧૨૦૭ | ,, |
| ૪૩–દેવલાલી–રતનબાઇ જમશેદજી ચીનાઇ ... ... | ૧૭ | ૨ | ૧૨૮૬ | ,, |
| ૪૪–નવસારી–નવસારીની વડી દરેહમેહર(૩૬) ... ... | ... | | ૫૫૧ | ,, |
| ૪૫ ,, સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટ ... | ૨૦ | ૬ | ૧૨૨૨ | ,, |
| ૪૬ ,, મલેશરની અંજુમને ... ... ... | ૧૯ | ૧ | ૧૧૬૭ | ,, |
| ૪૭ ,, મીનોચેર હોમજીવાલાઓએ બાંધેલી(૩૭) ... | ... | | ૧૧૫૮ | ,, |
| ૪૮–નાગપોર–હીરાબાઇ નશરવાંનજી માંણેકજી મુલાં ... | ૨૦ | ૨ | ૧૨૬૫ | ,, |
| ૪૯–નારગોલ–માણેકજી રૂ. નારગોલવાલા તથા ભાઇઓ(૩૮)... | ૧૧ | ૧૦ | ૧૨૫૧ | ,, |

(એનું આસલ મકાંન દાદા. નશ. મોદીનું બંધાવેલું હતું.)

| ઠેકાણું. કોણે પરઠેલાં યાને બંધાવેલાં. | રોજ. | માહા. | ય. સને | શે.કે ક. |
|---|---|---|---|---|
| ૫૦–નીમચ–કાવસજી જીવણજી મેવાવાલાની નઇઅેતે ... | ૫ | ૫ | ૧૨૬૭ | શેનશાહી |
| ૫૧–પારડી–હોરમજી ગાંડાભાઇ (દાદગાં)... ... ... | ૧૭ | ૯ | ૧૨૫૦ | ,, |
| ૫૨–પુણા–નાંનાપેઠ–સોરાબજી રતનજી પટેલ(૩૯)... ... | ૮ | ૧૧ | ૧૧૯૩ | ,, |
| ૫૩ ,, કાંપ–સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટ ... | ૩ | ૩ | ૧૨૧૪ | ,, |
| ૫૪ ,, કદમી અને શેહનશાહી અંજુમનને ખરચે ... | [illegible] | ૩ | ૧૨૬૩ | કદમી |
| ૫૫–બદનેરા–અંજુમનને ખરચે ... ... ... | ૬ | ૪ | ૧૨૫૮ | શેનશાહી |
| ૫૬–બારડોલી–નવસારીવાલા એદલજી નવરોજી મેહેતા ... | ૯ | ૪ | ૧૨૫૫ | ,, |
| ૫૭–બીલીમોરા–દાદાભાઇ ધનજીભાઇ અને શોરાબજી શાપુરજીએ બાંધેલી–અનજુમનને ખરચે ચાલતી(૪૦) ... ... | ૯ | ૯ | ૧૨૬૮ | ,, |
| ૫૮–બેલગામ–પેસતનજી ખરશેદજી બાઇસ ... ... | ૨૪ | ૩ | ૧૨૬૧ | ,, |
| ૫૯–ભગવાગાંમ–જમશેદજી સોરાબજી ભગવાગર ... ... | ૩ | ૯ | ૧૨૨૮ | ,, |
| ૬૦–ભરૂચ–જુની અગીઆરી ... ... ... ... | ... | | ... | ,, |
| ૬૧ ,, હોરમજી બેરાંમજી વખારીઆની નઇઅેતે ... | ૨૭ | ૬ | ૧૨૫૨ | ,, |
| ૬૨ ,, કોટ–હોમાજી દારાબજી(હોમાવરાની દરેમેહેર)(૪૧) | ૩ | ૫ | ૧૧૨૯ | ,, |
| ૬૩ ,, ખાસવાર–હીરાંબાઇ તે નવરોજી કાવશજી નારયલ-વાલાના વીધવા(૪૨) ... ... ... | ૯ | ૯ | ૧૨૦૦ | ,, |
| ૬૪ ,, કોટ–સોરાબજી ધનજીભાઇ ખંબાતા ... ... | ૨૪ | ૧ | ૧૨૨૭ | ,, |
| ૬૫ ,, બહારકોટ–દસતુર કાંમદીનજી ફરદુનજી ... | ... | | ૧૧૪૭ | ,, |
| ૬૬ ,, ,, રૂસતમજી માણે૦ હીરાવરાના, સુરતવાલા(૪૩) | ... | | ૧૦૯૬ | ,, |
| ૬૭–બાઠાંગામ–વીરજીભાઇ બમનજી સુરતવાલા(૪૪) ... | ૧૭ | ૬ | ૧૧૭૩ | ,, |
| ૬૮–ભાવનગર–દોરાબજી શાપુરજી ઉમરીગરના વારસો ... | ૨૮ | ૮ | ૧૨૬૦ | ,, |
| ૬૯–મેશાન–દાદાભાઇ તથા મનચેરજી પેસ્તનજી વાડીઆ(૪૫)... | ૧૧ | ૫ | ૧૨૧૫ | ,, |
| ૭૦–મઉ–અંજુમનને ખરચે(૪૬) ... ... ... | ૯ | ૬ | ૧૨૧૫ | ,, |
| ૭૧–મંદરોઇ–અંજુમનના ઉઘરાટથી–નશરવાનજી મા. પીટીટે | ૧૨ | ૪ | ૧૨૨૯ | ,, |
| ૭૨–મધરાસ–ફીરોઝ મનચેરજી કલબવાળાએ પોતાના બેટા જાલના પુણ માટે ... ... ... ... | ૨૯ | ૧૧ | ૧૨૭૯ | ,, |
| ૭૩–મહુવા–અંજુમનને ખરચે(૪૭) ... ... ... | ૯ | ૪ | ૧૨૨૭ | ,, |
| ૭૪–મેધોરભાત–(ગંદેવીની પાસે) અંજુમનનાં ખરચે ... | ૫ | ૪ | ૧૨૫૩ | ,, |
| ૭૫–માંડવી–અંજુમનને ખરચે... ... ... ... | ૩ | ૯ | ૧૨૪૩ | ,, |
| ૭૬–રાજકોટ–અંજુમનનાં ખરચથી ... ... ... | ૩ | ૯ | ૧૨૪૪ | ,, |
| ૭૭–રંગુન–બેજનજી કાવશજી ખંબાતા(૪૮) ... ... | ... | | ૧૨૩૬ | ,, |
| ૭૮–રાંદેર–દારાશાહ દોરાબજી રાંદેલીઆ(૪૯) ... ... | ૧૭ | ૯ | ૧૨૦૩ | ,, |
| ૭૯–લાનોલી–કાવશજી દીનશાહ એડનવાલા ... ... | ૨૨ | ૯ | ૧૨૬૮ | ,, |
| ૮૦–લાહોર–અરદેસર બેહેરામજી લીંબુવાલા–કુપર(૫૦) ... | ૧૭ | ૧૧ | ૧૨૬૨ | ,, |
| ૮૧–વ્યારાગામ–દીનબાઇ નસરવાનજી પીટીટ ... ... | ૬ | ૩ | ૧૨૬૫ | ,, |
| ૮૨–વરોડરા–ધનબાઈ તે દાદાભાઇ બીમજી ઉમરીગરના ધ૦(૫૧) | ૭ | ૫ | ૧૨૧૫ | ,, |
| ૮૩ ,, બેરાંમજી નશરવાનજી શીરવાઇ (દાદગાં) (૫૨)... | ૨૦ | ૨ | ૧૨૩૮ | ,, |
| ૮૪–વલસાડ–નવરોજી પેશુતનજી કાપડીઆ (દાદગાં) ... | ૨૬ | ૪ | ૧૨૪૯ | ,, |
| ૮૫ ,, મોટાભાઇ શાપુરજી ... ... ... | ૧૬ | ૯ | ૧૨૧૯ | ,, |
| ૮૬ ,, હોરમજી બીખાજી ચીનાઇ (દાદગાં)(૫૩) ... | ... | | ૧૧૮૯ | ,, |
| ૮૭–વેશુ–એડનવાલા માણેકજી રતનજી પટેલ ... ... | ૩ | ૯ | ૧૨૫૮ | ,, |
| ૮૮–સકર-સીંધ–અંજુમનને ખરચે (દાદગાં) ... ... | ૧૨ | ૭ | ૧૨૮૬ | ,, |
| ૮૯–સરોડા–ખ. ફ. પારખ તથા ત્યાંનાં એક વતની મલીને (૫૪)... | ... | | ૧૨૩૩ | ,, |

| ઠેકાણું. | કોણે પરઠેલાં યાને બંધાવેલાં. | રોજ. | માહા. | ય.સને | શે. કે ક. |
|---|---|---|---|---|---|
| ૯૦–સીગનપોર | નવરોજી જમશેદજી વાડીઆ(૫૫)... ... | ૧૭ | ૨ | ૧૨૧૯ | શેનશાહી |
| ૯૧–સુનગર–બારા | અનજુમનને ખરચે ... ... | ... | | ૧૨૩૧ | ,, |
| ૯૨–સુમારી | હોમીયાર પાહલણ(૫૬) ... ... ... | ... | | ૧૦૪૦ | ,, |
| ૯૩ ,, | દાદાભાઇ તથા કાવસજી પાલનજી ચડિના ... | ૨૭ | ૭ | ૧૨૫૬ | ,, |
| ૯૪–સુરત–કેલાની વખાર | અનજુમનને ખરચે ... ... | ૩ | ૮ | ૧૨૦૮ | ,, |
| ૯૫ ,, ગોપીપરે | જાંગીર નશરવાંનજી વાડીઆ (દાદગાં)... | ૧ | ૭ | ૧૨૧૦ | ,, |
| ૯૬ ,, ,, | દોરાબજી નશરવાનજી મીસતરી (દાદગાં)(૫૭) | ૨૯ | ૧૦ | ૧૨૩૫ | ,, |
| ૯૭ ,, નાનપરે | એદલજી તથા રતનજી બેરાંમજી બીશની (૫૮) | ૧૭ | ૪ | ૧૨૦૭ | ,, |
| ૯૮ ,, ,, | આ૦ જમશેદજી માંણેકજી ઉનવાલા (દાદગાં) | ૧ | ૧૨ | ૧૨૩૮ | ,, |
| ૯૯ ,, ,, | કાવસજી જમશેદજી માકીદલાલ ... | ૧૭ | ૯ | ૧૨૧૪ | કદમી |
| ૧૦૦ ,, ,, | માણેકજી નવરોજી વાડીઆ(૫૯) ... | ૧૫ | ૯ | ૧૨૦૬ | શેનશાહી |
| ૧૦૧ ,, માછલીપીટ | "બાગે પારશા"–અનજુમનને ખરચે | ૧૭ | ૬ | ૧૨૬૫ | ,, |
| ૧૦૨ ,, રૂસ્તમપરે | પેશતનજી નશરવાનજી બાટલીવાલા(૬૦) | ૨૨ | ૧૨ | ૧૨૧૯ | ,, |
| ૧૦૩ ,, ,, | સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટ | ૧૭ | ૨ | ૧૨૨૪ | ,, |
| ૧૦૪ ,, ,, | દેશાઇ મનચેરજી ખુરશેદજી(૬૧) ... | ૨૦ | ૧૨ | ૧૧૭૫ | ,, |
| ૧૦૫ ,, ,, | રૂશ૦ અસપંદીઆરજી આરીટનવાલા(૬૨) | ૧૭ | ૪ | ૧૧૯૨ | ,, |
| ૧૦૬ ,, લકરકોટ | ગોટીનાં ખાંનદાંનવાલાઓએ બાંધેલું(૬૩) | ૧ | ૭ | ૧૧૬૫ | ,, |
| ૧૦૭ ,, શાહપુરે | દાદા. અને મનચેરજી પેસ્તનજી વાડીઆ(૬૪) | ૨ | ૧૦ | ૧૨૧૩ | ,, |
| ૧૦૮ ,, ,, | મુંબઇના વાહાડીઆજીવાલાઓએ સ્થાપેલી(૬૫) | ૯ | ૪ | ૧૨૫૮ | ,, |
| ૧૦૯ ,, બીબીનીવાડી | અનજુમનને ખરચે(૬૬) ... ... | ... | | | ,, |
| ૧૧૦ ,, | ફરામજી હો. કોમીસરીઅટવાળાના પુણમાટે ધણીયાણી બાનુબાઇએ કુકાવાળી પારસી આરફનેજમા(દાદગાં) | ૯ | ૫ | ૧૨૮૫ | ,, |
| ૧૧૧–સતારા | અનજુમનને ખરચે(૬૭) ... ... ... | ... | | ... | ,, |
| ૧૧૨–સોલાપુર | વીકાજી તથા પેશતનજી મેહરજી(૬૮) ... | ૯ | ૫ | ૧૨૧૩ | ,, |
| ૧૧૩–હાંસોત | ભીખાઇજી તે સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટનાં બેટીનાં પુનને માટે ... ... ... | ૨૬ | ૧૧ | ૧૨૬૮ | ,, |
| ૧૧૪–હૈદ્રાબાદ–દખણ | વીકાજી તથા પેશતનજી મેહરજી ... | ૯ | ૧૨ | ૧૨૦૯ | ,, |
| ૧૧૫–હૈદ્રાબાદ–દખણ–બાલાપુરમાં | વીકાજી તથા પેસતનજી મેહેરજી(૬૯)... ... ... ... ... | ૨૦ | ૬ | ૧૨૦૮ | ,, |
| ૧૧૬–હૈદ્રાબાદ–દખણ–ચંદરઘાટમાં | માણેકબાઇ ન. ચીનાઇ ... | ૩ | ૨ | ૧૨૭૪ | ,, |

(૧) આ ઉદવાડેના ઇરાનશાહ આતશબેહરામ સાહેબને પેહલવેહલા સંજાણમાં શેહેનશાહી ય. સને ૯૦ માં સ્થાપ્યા પછી નવસારી, સુરત વગેરે ઠેકાણે એ આતશબેહરામને લઇ જવા પછી ઉડવાડા ખાતે તા૦ ૨૮ મી અકટોબર ૧૭૪૨ ને દીને લાવવામાં આવ્યા હતા, જે આજદીન સુધી છે. ઉડવાડા ખાતે આતશબેહરામનું પેહલવેહેલું નાનું મકાન નારગોલના બેહેદીન મીનોચેહેર બહમને ય. સને ૧૧૧૨ માં બંધાવ્યા પછી સુરતવાલા શેઠ ભીખાજી એદલજીએ મોહટું મકાન ય૦ સને ૧૨૨૧ માં બંધાવ્યા બાદ મુંબઇવાલા શેઠો દાદાભાઇ અને મનચેરજી પેસતનજી વાહડયાએ મોહટું મકાન રૂ૧૬૦૦૦ ના ખરચે બંધાવી રોજ ૨૭ મો માહા ૬ ઠો સને ૧૧૯૯ ય. ને દીને પરઠાવ્યું હતું. તે પછી ઘણું મોહટું ને કુસાડે મકાન બાઇ મોટલાબાઇ જાહાંગીર વાહાડયાની રૂ ૮૦૦૦૦ ની સખાવતથી બંધાઇ તેમાં રોજ ૧૬ મો માહા ૨ જો ૧૨૬૪ યઝદેજરદીને દીને આતશબેહરામના વુરી કેબલાને તખતનશીન કરવામાં આવ્યા હતા. એ મકાનમાં કેટલુંક રીપેર કરાવી તેમાં ઘટતો ફેરફાર મરહુમ શેઠ નવરોજી માણેકજી વાહાડયાના ટરસ્ટીઓએ કરાવી તેને ઇજી ખુલ્લું મેલવાની ક્રીયા રોજ ૧૨ મો માહા ૧૧ મો ય. સને ૧૨૮૨ ને દીને થઇ હતી.

(૨) આ આતશબેહેરામનું મકાન પુરાણું થવાથી દેશાઈ કાવશજી એરચજી તે ગોંડલના માજી કારભારીએ ફરીથી રોજ ૧ લો માહા ૧૦ મો શેહેનશાહી સને ૧૨૬૦ યજદેજરદીને દીને સમરાવી આપયું છે.

(૩) આ દરેમેહેર પેહલી યઝદેઝરદી સને ૧૧૬૦ માં શેઠ માણેકજી હોરાબજી સરાફે ચોપાટી મધે પોતાની વાડીમાં બંધાવેલી હતી, તાંહાંથી યઝદેઝરદી સને ૧૧૮૬ માં તેમના બેટાએ કોટમાં લાવી પરઠેલી છે. તે મકાનજી પુરાણું થવાથી એ દરેમેહેરનાં મુતવલીઓ શેઠ સરાફનાં વારેશોએ રોજ ૨૬ મો માહ ૨ જો સને ૧૨૬૪ ને દીને યાને એ દરેમેહેરની ૭૯ માં વરશની શાલગરેહને દીને ફરીથી નવેસરથી મકાન બંધાવી ખુલ્લું મેલ્યું છે.

(૪) આ પુરાતમ દરેહેમેહરનું મકાન જુનું થવાથી શેઠ હોરમજજી રતનજી માણેકજી બનાજીની આગેવાની હેઠલ બનાજી કુટુંબના કેટલાક સાહેબોએ પોત પોતામાં ફંડ ઉભું કરી નવેસરથી બંધાવીને તેમાં રોજ ૨૦ મો માહા ૭ મો શેહેનશાહી સને ૧૨૧૪ યઝદેજરદીને દીને જુના આદરાન સાહેબને પાછા તખ્તનશીન કીધા હતા.

(૫) આ દરેમેહેર પુરાણી થવાથી મરહુમ શેઠ માણેકજી નવરોજી શેઠનાના મુતવલી શેઠ જાલભાઈ અરદેશર શેઠનાએ રૂપીઆ એક લાખ ખરચી ઇરાનની અસલી ઢપપર રોજ ૨૦ મો માહા ૨ જો યઝદેઝરદી ૧૨૬૧ ને દીને નવેસરથી બાંધી હતી.

(૬) આ દરેમેહેરનું મકાન પુરાણું થવાથી રોજ ૧૦ મો માહા ૮ મો સને ૧૨૬૪ ને દીને શેઠ પેસતનજી મેરવાંનજી ગોદીવાલાએ પોતાની મરહુમ બેટી પીરોજબાઈનાં પુણ માટે નવેશરથી બાંધી આપીઉં છે.

(૭) આ દરેમેહેર આગળ યઝદેજરદી સને ૧૧૮૨ માં એરવદ દોરાબજી હોરમજી રાંનજીએ બંધાવી હતી.

(૮) એ દરેમેહેરની પાસે આવેલી મરહુમ શેઠ રૂશતમજી સોરાબજી ભરચા તથા ઈંડાવાલાની જુની દરેમેહેરનું મકાન તેના વારશોએ એ વાહાડયાજીવાલી દરેમેહેરની સાથે જોડી નાખીને વાપરવા માટે ધરમ ખાતે આપી દીધાથી એ પુરાણું મકાન મરહુમ ઓનરેબલ શેઠ નવરોજી નશરવાનજી વાહાડયા સી. આઈ. ઈ. એ નવેસરથી બંધાવીને રોજ ૮ મો માહા ૮ મો શેહેનશાહી સને ૧૨૬૮ ને દીને ઈજાવ્યું હતું.

(૯) આ વાહાડયાજીવાલા આતશ આદરાનનાં કેબલાને પેહલવેહલા લાલબાગના મકાનમાં રોજ ૨૦ મો માહા ૧૧ મો ૧૨૦૩ ને દીને પરઠેલા હતા, તે પછી આ આદરાનના કેબલાને શેઠ વાહાડયાજીના આતશબેહરામમાં થોડો વખત લઈ જઈ રાખયા હતા. એ પછી લાલબાગની પાસે આવેલી પોતાની જગામાં શેઠ મનચેરજી જમશેદજી વાહાડયાએ નવું મકાન બાંધવા માંડેલું તેટલા એવણ મરણ પામવાથી એવોના બેટાઓ શેઠો નશરવાનજી અનો બરજોરજી મ. વાહાડયાએ રોજ ૨૦ મો માહા ૧૧ મો ય. સને ૧૨૩૨ ને દીને આ નવા બંધાયલા મકાનમાં જુના આતશ આદરાનના કેબલાને પરથાવી તખતનશીન કીધા હતા.

(૧૦) એ મકાન એકસો વરસનું પુરાણુ થવાથી, યઝદેજરદી સને ૧૨૬૬ ના રોજ ૧૭ મો માહા ૨ જો શેનશાહી (જે દીને એ અસલ આદરીયાન પરઠીયાને બરોબર ૧૦૧ મું વરસ ઉગયું હતું તે) ને દીને એ મકાનનાં વારસોએ તે ફરીથી નવું બંધાવીને તેમાં આતશ આદરીયાન પરઠયા હતા. એ મકાન બંધાતાં સુધી તેમાનો કેબલો શેઠ હોરમજી વાહાડયાજીવાળાં આતશબેહરામમાં એક વરસ વેર લઈ જઈ રાખયો હતો.

(૧૧) આ દરેહમેહર પેહલા મુંબઇના ભીંડીબજારના રસ્તા ઉપર શેઠ બમનજી મે. મેવાવાળાએ પોતાના મરહુમ બેટા સોરાબજીના પુણ માટે રોજ ૧૭ મો માહા ૪ થો ય. સને ૧૨૨૦ ને દીને પરથાવી હતી. પણ એ દરેહમેહર બીસમાર હાલતમાં આવવાથી અને એ મકાનની આજુબાજુથી જરથોસ્તીઓની વસ્તી કમી થવાથી એ દરેહમેહરનું મકાન તથા એના નીભાવવાલું મકાન કોરટની પરવાનગીથી વેચી, તેના અવેજમાંથી ભાયખલા વીકટોરીયા ગારડનસ પાસે બાંધવામાં આવેલા નવા મકાનમાં જુના આતશ આદરાનને શેહેનશાહી રોજ ૧૭ મો માહા ૪ થો ય. સને ૧૨૮૪ ને દીને પાછા તખતનશીન કરી એ દરેહમેહર જાહેર વપડાસ માટે ખુલ્લી મુકવામાં આવી હતી.

(૧૨) આ ભીંડીબજાર મધેની મરહુમ શેઠ મેરવાંનજી માણેકજી પટેલની દરેમેહરનું મકાન પુરાણું થઈ જવાથી યઝદેજરદી સને ૧૨૪૭ માં રોજ ૧૭ મો માહા ૯ મો શેનશાહીને દીને શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે પોતાના ધણીઆણી બાઇ દીનબાઈ તે આ દરેમેહરના અસલ બંધાવનાર મરહુમ શેઠ મેરવાંનજી પટેલના બેટીના બેટીને નામે રૂ ૨૫૦૦૦) ખરચીને નવાં પાયાથી વધુ કુશાદે બાંધી આપીયું હતું અને રૂ ૩૦૦૦) એ મકાનની મરાંમતને સારૂ અમામત રાખયા છે.

(૧૩) મરહુમ શેઠ શેહેરીઆરજી કેખશરૂ ઈરાનીએ પોતાના મરહુમ બેતી બાઈ બાનુબાઈના પુણ માટે થાણા ખાતે કદમી રોજ ૬ ઠો માહા ૯ મો સને ૧૨૭૫ ને દીને આતશ દાદગાંહ પરઠાવ્યા હતા. થાણા ખાતે કદમી જરથોસ્તીઓની ઝાઝી વસ્તી નહી હોવાથી એ આતશ દાદગાંહને મજગામની મરહુમ શેઠ ફ૦ ન૦ પટેલની દરેમેહેરમાં લાવી પરઠાવવા એનું શુકરગુજારીનું જશન રોજ ૨૬ મો માહા ૯ મો કદમી ય. સને ૧૨૮૧ ને દીને કરવામાં આવ્યું હતું.

(૧૪) આ દરેહમેહર મજગામમા નવાબના તલાવ આગળ મરહુમ શેઠ નાનાભાઈ જમશેદજી સપલાની નઈયતે તા૦ ૪ થી મે ૧૮૬૭ યાને યઝદેજરદી સને ૧૨૩૬ ના રોજ ૧૪ મો માહા ૮ માંને દીને મરહુમ શેઠ નાનાભાઈની બેહન મરહુમ બાઈ રતનબાઈ તે સર કાવશજી જાહાંગીરજી રેડીમનીનાં ધણીઆણીની પુંજીમાંથી બાંધવામાં આવી હતી. પાછલથી એનો સરવે વહીવત ઈ૦ સ૦ ૧૮૭૭ માં સર કાવસજી જાંહાગીરજી રેડીમની નાઈટ, સી. એસ. આઈ. એ પોતાને સ્વાધીન લઇ તેના નીભાવ માટે બંદોબસત કરનાર હતા, તેટલા મરણ પામવાથી એ દરેહમેહરના જાયુક ખરચ માટે સર કાવસજીના એકઝીક્યુટરોએ મરહુમની પુંજીમાંથી રૂ. ૨૩૦૦૦ નું તા૦ ૯ મી અકતોબર ૧૮૮૦ ને દીને તરસટદીડ કરી તે મરહુમના બેટા સર જાહાંગીર કાવસજી જાહાંગીરને તરસટી તરીકે સોપ્યું હતું. આ દરેહમેહરનું મકાન મુંબઇના પોરટ ટ્રસટે સરવાજનીક કામ સારૂ સને ૧૨૭૫ માં ખરીદી લીધુ તેમજ એ લતાના બીજા મકાનોબી લઈ લેવાથી

ત્યાંથી થોડે દુર મજગામમાજ મતારપાંખડી તરફ શેઠ પેસતનજી નશરવાનજી ગોદીવાળાએ ભેટ આપેલી જગાપર સર જાહાંગીર કાવશજી જાહાંગીર રેડીમની બાશેનેટે બંધાવી આપેલાં નવાં મકાનમાં બેહસતનશીન સર કાવશજી જાહાંગીરની ૩૦ મા વરસની બાજને દીવસે યાને રોજ ૩ જો માહા ૧૧ મો સને ૧૨૭૭ યઝદેજરદીને દીને જુના આદરીઆન સાહેબના નુરી કેબલાને પાછા તખતનશીન કરવામાં આવ્યા હતા. આ નવું મકાન બંધાયું તેટલા બે વરસ સુધી રેડીમનીવાલા આતશઆદરીઆનના કેબલાને મજગામની શેઠ ફરામજી ન૦ પટેલની દરેહમેહરમાં રાખવામાં આવ્યા હતા.

(૧૫) આ સોડાવાટરવાળાની દરેમેહેરની સાલગરેહ એક વરસમાં બે વાર પડે છે. તેનો ખુલાસો એમ છે કે પ્રથમમાં એ દરેહમેહેર અરદીબેહેસત મહીનો ને જમીયાદ રોજે દાદગાહના કેબલા સાથે યઝદેજરદી સને ૧૨૪૪ માં સ્થાપેલી હતી. તે પછી યઝદેજરદી સને ૧૨૫૪ નાં ફરવરદીન મહીનો ને ફરવરદીન રોજે એ દરેહમેહેરમાં દાદગાહના કેબલા સાથે આતશ આદરાન સાહેબને સ્થાપવામાં આવયા હતા.

(૧૬) આ માહીમની દાદગાહની દરેમેહર શેઠ મનચેરજી બમનજી કુપરે રોજ શેહરેવર માહ અરદીબેહસ્ત, અંગરેજી સાલ ૧૮૬૬ ઈસ્વીને દીને બાઈ સાહેબ મોટલાંબાઈનાં ભાડેના બંગલામાં સ્થાપી હતી. એ પછી સુમારે ત્રણ વરસ બાદ શેઠ એદલજી રૂશતમજી સુનાવાલાએ દરેમેહરને પોતાનાં બંગલામાં લઈ જઈ તેનો બધો ખરચ પોતે કરતા હતા. તે પછી ઇસવી સને ૧૮૮૮ માં રોજ ૧૧ મો માહા ૪ ઠાને દીવસથી ઉપલી દરેમેહરનાં પંથકી એરવદ શાપુરજી જમશેદજી દાજી જેઓ ૧૮૬૬ થી એ દરેમેહરનાં પંથકી હતા તેઓએ પોતે નવું મકાન બંધાવી તેમાં ઉપલા દાદગાહને લઈ જઈને રાખેલા છે અને એવોએ ૧૮૮૬ થી એ દરેમેહરનો ચાલુ ખરચ પોતાના મરણ સુધી કીધો હતો. એવો રોજ ૨૧ મો માહા ૪ થો સને ૧૨૮૦ ને દીને ગુજરી જવાથી અને એવણે પોતાની હઈયાતીમાં એ અગીઆરીના ચાલુ નીભાવ તથા ખરચ માટે દાદરના સ્ટેશન આગળની ઇસ્ટેટ લગભગ મહીને રૂપ્યા બસેનું ભાડું ઉપજાવેચ તે ટ્રસ્ટ કરી આપી ગયા છે.

(૧૭) એ દરેમેહર પેહેલી યઝદેજરદી સને ૧૧૯૧ માં મોઠ આગળ માઉંટ રોડ ઉપર બાંધેલી હતી પણ ત્યાંથી ખશેડી દાદર ઉપર રોજ ૧૭ મો માહા ૭ મો શેહેનશાહી સને ૧૨૭૦ ને દીને એના મુતવલીઓએ ફરીથી નવેસરથી મોટો ખરચ કરીને બંધાવી છે.

(૧૮) આ અંકલેશ્વરની અગીઆરીનું અસલ મકાન યઝદેજરદી સને ૯૧૯ માં શેઠ નરશંગ ધમપાલે બંધાવયું હતું. જે પછી યઝદેજરદી સને ૧૨૧૭ માં શેઠ મેહેરવાનજી હોરમજી ફરેજરે તે ફરીથી બંધાવી આપયું હતું. તે પાછુ બીસમાર થવાથી તે તોડી પડાવી બીજું નવું મકાન, મરહુમ બાઈ સાહેબ દીનબાઈ નશરવાનજી પીટીટે પોતાની હઇયાતીમાં પોતાના બેહેસતનશીન જમાઈ શેઠ ફરામજી દીનશાજી પીટીટના પુણ માટે બંધાવાનું શરૂ કીધું હતું પણ તેટલાં બાઈ દીનબાઈનું મરણ નીપજવાથી તેવણના બેટી બાઈ આવાંબાઈ ફરામજી પીટીટે પુરૂં કરી આપીને રોજ ૨૭ મો માહ ૨ જો યઝદેજરદી સને ૧૨૬૯ માં જાહેર વપડાશ માટે ખુલ્લું મેલયું છે. આ દરેહમેહરની ચાલુ નીભાવણી માટે વારશીક રૂ૨૦૦ બાઈ આવાંબાઈ પીટીટ આપતા હતા. પણ બાઈ આવાંબાઇના મરણ પછે તે માટેની કશી જોગવાઇ અંકલેશ્વર અંજુમન ધરાવતી નહી હોવાથી એ આદરાનના ખરચ માટે સને ૧૨૭૯ થી ભરૂચના શેઠો ડુંગાજી કુંટુબીઓ તરફથી રૂ૧૨૫ અને શેઠો મેરવાનજી અને હોરમસજી મંચેરજી કામાએ સ્થાપેલા ફંડમાંથી રૂ૭૫ દર સાલ આપવાનો બંદોબસત થયો છે.

(૧૯) એ દરેમેહર સને ૧૨૪૬ થી અમદાવાદની અનજુમનને હસતકથી ચાલતી હતી. પણ તે પુરાંણી થઇ ગયાથી અમદાવાદવાળા શેઠો નવરોજી અને જાંગીરજી પેશતનજી વકીલે નવેશરથી રૂ ૨૦૯૭૫) ને ખરચે કુશાદે બાંધીને રોજ ૨૭ મો માહા ૭ મો શેહનશાહી સને ૧૨૫૩ ને દીને ફરીથી ઈજાવી હતી.

(૨૦) આ અમરોલીની દરેહમેહેર પહેલવહેલી ઘણા વરસો અગાઉ મોબેદ દાદા હીરજી વરીઆવાએ દાદગાહની સ્થાપેલી હતી. તે પછી એજ દાદગાહવાલાં ઘરમાં ઈસ્વી સને ૧૮૦૩ ની તા૦ ૨૪ મી નવેમબરે યાને યઝદેજરદી ૧૧૭૩ના રોજ ૧૭ મો માહ ૨ જાને દીને મુંબઈવાલા શેઠ હોરમસજી બમનજી વાડીઆએ આદરીયાનની પરથાવી હતી, એ પછી એ આદરીયાન સુરતના આતશબેહેરામમાં લઈ જવામાં આવયા હતા. ત્યારબાદ ઈ. શ. ૧૮૩૪ યાને યઝદેજરદી ૧૨૦૪ માં એ જુના મકાનની પેહેલીવાર મરામત કરી ફરીથી દાદગાહ એજ વાહાડયાજીએ સ્થાપ્યા હતા. એ મકાન પુરાણું થવાયો શેઠ વાહાડીઆજીના સાહેબજાદાઓએ તા૦ ૩૦ મી અકટોબર ૧૮૩૭ યાને રોજ ૧ લો માહ ૨ જો ય. સને ૧૨૦૭ ને દીને બીજીવારની મરામત કરાવી અસલના દાદગાહ પરથાવ્યા હતા. તે છેક ઈ. સ. ૧૮૯૩ યાને ય. સને ૧૨૬૩ સુધી દરેહમેહેર તરીકે ચાલુ વપરાસમાં હતી. એ જુની દરેહમેહેરના મકાન સામે બીજી જગા ઉપર અમરોલીવાલા શેઠ કાનજીભાઈ દોરાબજી મીઠાઇવાલાએ દરેહમેહેર માટે એક નવું મકાન બંધાવી તે ઈજાવી તેમા રોજ ૯ મો માહ ૪ થો ય. સને ૧૨૬૩ માં આદરયાન પરથાવી ખુલ્લું મુકયું હતું. એ દીનથી જુની દરેમેહરના દાદગાહ આ નવી દરેહમેહેરમાં લાવવામાં આવ્યા હતા. એ વખતથી એ જુની દરેહમેહેરનું મકાન પડત પડી રહયું હતું તે પછી શેઠ નવરોજી કાવસજી વાડીવાલાએ એ જુની દરેહમેહેરના મકાનને સમરાવી આપવાથી એ જુની દરેહમેહેરનું મકાન રોજ ૨૧ મો માહ ૧૧ મો સને ૧૨૮૦ ને દીને પારસીઓના ઉતારા માટે ધરમશાળા તરીકે ખુલ્લું મુકવામાં આવ્યું છે.

(૨૧) આ ઇનડોરની શેઠ ભમગરાવાલી દરેહમેહેરનું મકાન પેહેલા ફકત ધરમકીયા કરવા સારૂ શેઠ હોરમજી માણેકજી ભમગરાએ પોતાના ધણીઆણી મરહુમ બાઇ નવાજબાઈના પુણ માટે રોજ ૧૦ મો માહા ૮ મો સને ૧૨૪૮ ને દીને બાંધી આપી ખુલ્લું મેલ્યું હતું. પાછલથી શેઠ હોરમજીએ પોતાના બાવા મરહુમ શેઠ માકાશાહ રૂસતમજી ભમગરાની ફરમાયશે એ મકાનમાં સને ૧૨૫૧ ના રોજ ૨૬ મો માહા ૯ માને દીને આતશદાદગાહને પરઠીને તખતનશીન કરવામાં આવ્યા હતા. એ દરેહમેહેર જ્યારથી બાંધવામાં આવી છે ત્યારથી એનો ચાલુ ખરચ ઇનડોરની જરથોસતી અનજુમન તરફથી કરવામાં આવે છે.

(૨૨) એ દરેમેહર પેહલાં સને ૧૦૯૧ માં આ૦ કાવશજી ખરશેદજી કામદીન એરાવવાળાએ બંધાવેલી હતી તે બીજી વાર સને ૧૨૧૦માં સુરતવાલા શેઠ મેરવાંનજી હોરમજી ફરેજરે બંધાવેલી હતી, તે પાછી ત્રીજીવાર મુંબઈવાલા શેઠ જમશેદજી બરજોરજી મીસતરીએ રોજ ૭ મે। માહા ૪ થે। શેહેનશાહી સને ૧૨૩૯ યઝદેજરદીને દીને ફરીથી કુશાદેથી બંધાવી છે.

(૨૩) આ દરેમેહર પુરાંણી થવાથી મરહુમ દસતુરજી નોશરવાંનજી જા૦ જામાસપઆસાનાના પુતવલી દસ્તુર બેહેમનજી જામાસપજી જામાસપઆસાનાએ રોજ ૨૪ મે। માહા ૨ જે સને ૧૨૬૧ ને દીને નવેસરથી બાંધી છે.

(૨૪) એ દરેહમેહર ખા. બા. પેસ્તનજી સોરાબજી ભુજવાલાએ પોતાના મરહુમ પીતાજીના પુણ્ માટે લગભગ અગીયાર હજાર રૂપીયા ખરચીને બંધાવી આપી હતી. એ દરેહમેહર ઈજાયા આગમચ ત્યાંના માહારાજા રાવ શ્રી ખેંગારજી શવઈ બાહાદુરને દેખાડવામાં આવી હતી. તે પછી પારસી રીત મુજબ ઈજીને પરઠવામાં આવનાર હતી—તેટલા એ દરેહમેહરના બંધાવનાર ખા. બા. પેસતનજી ગુજરી જવાથી મરહુમના માસીસાને દીને પહેલાં પરઠવા ધારયું હતું તેથી એ અગીયારીની તખતી ઉપર રોજ ૨૩ મે। માહા ૧૦ મે। યઝદેજરદી સને ૧૨૭૩ લખેલા છે. પણ્ કાંઈક ઢીલ થવાથી એ દીને દરેહમેહર પરથવામાં નહી આવી હતી તે પાછલથી મરહુમની વરસીને દીને યાને રોજ ૨૩ મે। માહા ૯ મે। સને ૧૨૭૪ ને દીને પરથીને ખુલ્લી મેલવામાં આવી હતી.

(૨૫) આ દરેહમેહર અસલ મરહુમ શેઠ ડોશાભાઈ મેરવાનજી વાહાડયાની યાદગારી માટે એવોના બેશીઆએ બાંધી હતી. તેમાં એક નવો ગુમબજ બાંધવા તથા તેમાં સુધારો વધારો કરવા અને મોબેદોના રહેવાના મકાનમાં રીપેર કરવા માટે યઝદેજરદી સને ૧૨૭૩ માં નજદીક રૂ૬૦૦૦ નું એક ફંડ ભેગુ કરી તેમાંથી એ દરેહમેહરનો સઘળો રીપેર ખરચ કરવામાં આવયો હતો. મજકુર દરેહમેહેરમાં જ્યાં અસલ આતશ દાદગાહ હતા ત્યાં કરાંચીવાલા શેઠ કાવશજી હોરમસજી કાતરકે પોતાના મરહુમ ધણીઆણી બાઈ શુનાબાઈની નઈયતે, પોતા તરફથી મોટો ખરચ કરી, રોજ ૯ મે। માહા ૯ મે। યઝદેજરદી સને ૧૨૭૨ ને દીને, યાને એ આદરીયાન સાહેબની ૩૫ માં વરસની સાલગરેહને દીવસે, આતશ આદરીયાન સાહેબ પરઠાવેઆ છે. એ આદરીયાન પરઠયા પછીનો કાઠી સુખડ, તેલ વગેરેનો જે વધુ ખરચ થાય તેને માટે એજ શેઠે બીજા વધુ રૂ૩૦૦૦ એવી શરતે આપીયા છે કે એ રકમના વ્યાજમાંથી એ ખરચ કરવો. એ અગીઆરીનો બીજો ચાલુ ખરચ તો જ્યારથી એ અગીયારી પરથાઈ છે ત્યારથી અંજુમન તરફથી કરવામાં આવે છે.

(૨૬) આ દરેમેહર અસલ રોજ ૯ મે। માહા ૮ મે। શેહેનશાહી સને ૧૨૧૮ માં શેઠ હીરજીભાઈ જમશેદજી બેહેરાનાએ પોતે બાંધેલી હતી પણ્ તે બીસમાર હાલતમાં આવવાથી ય૦ સને ૧૨૪૪ માં તેમનાં વીધવા બાઈ મેહરબાઈએ નવેસરથી બાંધી આપીછે. એ દરેહમેહેરનું જુનું મકાન બીશમાર હાલતમાં આવવાથી કરાંચીના રહીશ શેઠ ફરામજી બેરામજી કલેકટરે લગભગ રૂપ્યા ત્રણ્ હજારને ખરચે ફરીથી સમરાવી આપ્યું હતું તેમજ એ દરેહમેહર માટે કાઠી ખરીદવા રૂપ્યા ત્રણ્ હજાર વ્યાજ વાપરવાની સરતે આપ્યા હતા. નવું મકાન તઈયાર થવાથી એ દરેહમેહરની સાલગ્રહને દીવસે યાને રોજ ૯ મે। માહ ૮ મે। ય૦ સને ૧૨૭૮ ને દીને જશનની ક્રીયા કરી અસલના આતશ આદરાનને ફરીથી તખતનશીન કીધા હતા.

(૨૭) કલકતા ખાતે શેઠ ધ. બે. મેહતાએ પોતાના ખાનગી ઘરમાં દાદગાહની દરેહમેહર ય. સને ૧૨૫૯ માં સ્થાપી હતી. તે પછી મરહુમના વીધવા બાઈ ખરશેદબાઇ તથા બેટા શેઠ રૂશતમજી ધ. મેહેતા સી. આઈ. ઇ. અને કુટુંબે મલી આપેલા રૂ૧૧૦૦૨૦ તેમજ કલકતાની અંજુમને તથા બીજા સાહેબોએ ભરેલા રૂ૬૭૦૦૦ મલી રૂ૧૭૭૦૦૦ માંથી જુનું મકાન રૂ૪૩૦૦૦ ની કીમતે ખરીદી તે ફરીથી નવેસરથી રૂ૪૨૦૦૦ ના ખરચે બાંધવામાં આવ્યું હતું. આ નવું મકાન ઈજી તેમાં આતશ આદરાન સાહેબના કેબલાને તખતનશીન કરી ખુલ્લું મેલવાની કીરીયા શેહેનશાહી રોજ ૧૭ મે। માહા ૨ જે સને ૧૨૮૨ ને દીને થઈ હતી. આ નવી દરેહમેહરમાં અસલના દાદગાહ લાવીને પરથવામાં આવ્યા છે.

(૨૮) કલીયાણી મધે અસલ એક ઘણી પુરાંણી દરેમેહર હતી, પણ્ તે બીશમાર હાલતમાં આવવાથી મુંબઈવાલા શેઠ એદલજી બેરાંમજી મોદીએ યઝદેજરદી સને ૧૧૫૮ માં તે ફરીથી બંધાવી હતી. તે દરેમેહરમાં આતશઆદરાન નહી હોવાથી કલીઆંણીવાલા શેઠો ભીખાજી જીજીભાઈ શેઠના, ડોસાભાઈ હોરમજી ભીમડીવાલા, ફરદુનજી મેરવાંનજી શરાફ અને હોરમજી માંણેકજી ભીમડીવાલાએ પોતાને ખરચે એ જુની દરેહમેહરમાં ઘટતો ફેરફાર કરી રોજ ૧૭ મે। માહ ૨ જે સને ૧૨૫૦ ને દીને આદરીઆન સાહેબ પરઠાવયા છે, અને તેના ચાલુ ખરચ સારૂ રૂ૭૦૦૦) હુલાયદા કહાડયા છે.

(૨૯) આ કવેતાવાલી પુરાંણી અગીઆરીને માટે હેવું છે કે એ માતર દરેહમેહરનું મકાનજ હતું પણ્ તે દરેહ-મેહર ઈજાવામાં આવેલી નહી હોવાથી છેક યઝદેજરદી સને ૧૨૭૫ માં રોજ ૨૭ મે। માહા ૩ જાને દીને કવેતાવાલા જાણીના શેઠીયા ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ સી. આઈ. ઇ. ને ખરચે ઈજાવીને ખુલ્લી મેલવામાં આવી છે.

(૩૦) આ ચીખલીની દરેહમેહરનું મકાન બીસમાર હાલતમાં આવવાથી શેઠ સોરાબજી ફરામજી ગજદરે તથા એમણ્ના બેટા શેઠ નશરવાનજીએ ફરીથી બંધાવી આપેલું નવું મકાન ઈજાવી ખુલ્લું મુકવાની ક્રીયા શેહેનશાહી રોજ ૨૦ મે। માહા ૨ જે ય. સને ૧૨૮૪ ને દીવસે કરવામાં આવી હતી.

(૩૧) એ દરેમેહરનું અસલ મકાન ઘણા વરસપર કોઈ સખી જરથોશતીએ બંધાવેલું કેહેવાય છે તે પછી સને ૧૨૩૮માં શેઠ એદલજી રતનજી વ્યાજખોરાએ મકાન પાછું બંધાવી આપ્યું હતું. તે મકાન બીસમાર હાલતમાં આવવાથી જરથો-શતી અનજુમનમાં જાહેર ઉઘરાણું કરી આશરે રૂ૯૦૦૦ માંથી એ મકાન રોજ ૩ જે માહા ૮ મે। શેહેનશાહી સને ૧૨૧૯ને દીને આતશ દાદગાહ સ્થાપીને નવેશરથી બાંધવામાં આવ્યું હતું. પણ્ પાછલથી આદરીઆન સ્થાપવા માટે શેઠ કુવરજી કાવશજી તવરીઆએ પોતાના મરહુમ પુત્ર ડાકટર હોરમજીના પુણ્ માટે રૂ૧૦૦૦૦) દશ હજારની રકમ આપીને ફરીથી નવેસરથી એ મકાનમાં આદરીયાન સ્થાપીને રોજ ૯ મે। માહ ૧૦ મે। ૧૨૭૦ ને દીને ઈજાવીને ખુલ્લું મેલ્યું હતું.

(૩૨) એ મકાન પુરાંણુ થવાથી મુંબઈવાલા શાખીવજુદ બાઈ દીનબાઈ નસરવાંનજી પીટીટે પોતાના મરહુમ બેટા શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુણને માટે રોજ ૩ જે માહા ૧૦ મે। શેહેનશાહી ૧૨૬૪ ને દીને ફરીથી બંધાવી આપ્યું છે.

(૩૩) આ દરેમેહેર અશલ ય૦ સને ૧૧૫૦ ની આગમચ દાદગાની બનાવેલી હતી. ત્યાં નવેસરથી આતશ આદરાંનની દરેમેહેર શેઠ રૂશતમજી કાવશજી પટેલે પોતાના બાવા મરહુમ શેઠ કાવશજી રૂશતમજી પટેલની નઈઅતે બંધાવીને રોજ ૯ મો માહા ૭ મો શેહનશાહી સને ૧૧૯૮ યઝદેજરદીને દીને પરઠાવી છે.

(૩૪) આં દમણની બાઈ રતનબાઈ કામાવાળી દરેમેહરનું મકાંન ઘણું બીસમાર થઈ જવાથી તે દરેમેહર યઝદેજરદી સને ૧૨૭૬ માં ત્યાંથી સદનતર કાઢી નાખવામાં આવેલી જણાયછે. એ વીષેની લંબાન વીગત યઝદેજરદી સને ૧૨૭૭ ના કેલેનડરમાં દમણની વીગતમાં પાણે ૧૪૯ માં છાપેલી છે.

(૩૫) આ ઉમરસની દરેહમેહરનું જુનું મકાન ઘણું બીસમાર હાલતમાં આવવાથી મરહુમ શેઠ પાલનજી રતનજી કંત્રાકટરના પુણ માટે મરહુમના દીકરા શેઠ મનચેરજી પાલનજી કંત્રાકટરે તથા મરહુમના ધણીઆણી બાઇ બાઈઆઈ પાલનજીએ લગભગ રૂપ્યા ૧૨૦૦૦ ના ખરચે ફરીથી નવું મકાન બંધાવી આપ્યું હતું. નવું મકાન ઈજી ખુલ્લું મેલવાની ક્રીયા રોજ ૧૯ મો માહા ૧૨ મો ય૦ સને ૧૨૭૮ ને દીને કરી તેમાં અસલના આતશ દાદગાહના કેબલાને પાછા તખતનશીન કરવામાં આવ્યા હતા.

(૩૬) આ દરેહમેહેરનું પહેલવેહેલું મકાન ફકત અમથુ ક્રીયા કામ માટે યજદેઝરદી સને ૫૫૧ માં નવસારી ખાતે જરથોસતીઓએ જઈ રહયા પછી પરથવામાં આવ્યું હતું. તયાર બાદ મરહુમ બાઈ સાહેબ માહલણબાઈ બેહેદીન બેહરામજીએ પોતાનું એક ઘર આપી તેમાં વધારો કરયો હતો. પણ વસતીના વધવાથી બંને મકાનો નાનાં પડવાને લીધે મરહુમ દેશાઈજી મીનોચેહરજી ખુરશેદજીએ તેમાં મોટો વધારો કરી એ જુનાં મકાનોની સાથે પોતાનાં ખરચથી નવું મકાન રોજ ૧ લો માહા ૫ મો સને ૧૧૬૪ ને દીને બંધાવી અમથુ ક્રીયા કામ માટે ખુલ્લું મેલ્યું હતું. એ પછી બાઇ મોટલાંબાઈ જાહાંગીર વાડીઆએ પોતાના મરહુમ બાવા શેઠ જાહાંગીરજી નોશરવાનજી વાહાડયાના પુણ માટે લગભગ રૂપ્યા વીસ હજારને ખરચે એ જુની દરેહમેહરને લગતું બાજુમાં બીજુ નવું મકાન બંધાવી રોજ ૨૬ મો માહા ૮ મો સને ૧૨૨૦ યઝદેજરદી તા૦ ૨૫ મી મે ૧૮૫૧ ને દીને પરઠાવ્યું હતું. વળી એ દરેહમેહરને લગતું બીજુ જુનું મકાન પાછુ નબલી હાલતમાં આવવાથી દેશાઈ કાવશજી એરચજી ગોંડલવાલાએ લગભગ રૂપ્યા સાત હજારનો ખરચ કરી નવેસરથી એ મકાન બંધાવી આપ્યું હતું તથા એમાં એવણનાં ધણીઆણી બાઈ મોતીબાઈએ આતશ દાદગાહ પરઠાવી આતશ રોશન રાખવા સારૂ રૂ. ૪૦૦૦ આપ્યા હતા. આ દેશાઈ કાવસજીવાલુ નવું બંધાયલું મકાન તથા એમાં પરઠેલો આતશ દાદગાહનો કેબલો ખુલ્લો મેલવાની ક્રીયા યઝદેજરદી સને ૧૨૭૬ ના રોજ ૧૭ મો માહા ૧૨ માને દીને કરવામાં આવી હતી. મરહુમ બાઈ મોટલાબાઈ વાહાડયાજીએ બંધાવેલા મકાનનો કેટલોક ભાગ બીસમાર થવાથી તેમાં કેટલોક ફેરફાર અને મરામત મરહુમ બાઈના દીકરા મરહુમ શેઠ નવરોજી માણેકજી વાહડયા સી. આઈ. ઈ. એ લગભગ રૂપ્યા ૧૫૦૦ ને ખરચે કરાવ્યો હતો, તેને ઈજીને રોજ ૧૨ મો માહા ૧૨ મો ય૦ સને ૧૨૭૮ યાને મરહુમ શેઠ નવરોજીના પહેલા મહીનાની બાજને દીને ખુલ્લો મુકવામાં આવ્યો હતો.

(૩૭) એ દરેમેહેર જે નવસારીના આતશબેહરામની સામે આવેલી છે તેમાં પેહેલે આતશદાદમાં હતા પણ એ પછી રોજ ૨૦ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૬૮ યજદેજરદીને દીને જરથોસ્તી અનજુમનના ઉમરાતથી રૂપ્યા ચોતરીશ હજારને આશરેનું ફંડ કરીને એ મકાન નવેસરથી બાંધીને તેમાં આતશ આદરાન તખતનશીન કરવામાં આવ્યા છે.

(૩૮) આ નારગોલની દરેમેહરનું અશલ મકાન મુંબઈવાલા શેઠ દાદાભાઈ નશરવાનજી મોદીનું એકસો વરસ અગાઉ બંધાવેલું હતું, પણ તેનો રોજ માહા શને મલતો નથી. એમાં આતશનો કેબલો નહી હતો, પણ અમથાં ઘરમના મકાનમાં ઓબેદો રહીને કીરયા કાંમ કરતા, તેવોનો ગુજારો શેઠ દાદાભાઈનાં બેટી બાઈ શુનામાઇ દાદાભાઈ વાડીઆએ ઇસ્વી સને ૧૮૧૪ સુધી આપ્યો હતો. તેજ મકાંનમાં પાછલથી રોજ ૧૧ મો માહા ૧૦ મો સને ૧૨૫૧ યજદેજરદીમાં શેઠ માણેકજી રૂશતમજી અને ભાઈઓએ પોતાનાં મરહુમ માતાજી બાઈ માંણેકબાઈનાં પુણને માટે દાદગાં પરઠયાં છે અને તેની બોય દેવાનો, કાઠો તેલ વીગરેનો ખરચ એજ ભાઇઓ ફંડ ઉભું કરીને તેમાંથી પુરો પાડે છે.

(૩૯) આ દરેમેહરમાં પેહલે આતશદાદગાં હતાં, તે પછી પાછળથી રોજ ૨૦ મો માહા ૯ મો શેહેનશાહી શને ૧૨૧૨ ને દીને આતશઆદરાન પરઠેઆ હતા, પણ તે દરેમેહર બીસમાર હાલતમાં આવવાથી પુણેવાલા મરહુમ દસ્તુરજી સાહેબ જામાશપજી એદલજી જામાસ્પઆશાનાના શાહેબજાદાઓએ રોજ ૨૦ મો માહા ૯ મો શને ૧૨૪૬ ને દીને ફરીથી નવેસરથી બાંધીને સ્થાપી છે.

(૪૦) બીલીમોરામાં રોજ ૨૦ મો માહા ૧૦ મો યજદેજરદી સને ૧૧૯૭ યાને તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૨૮ ને દીને મુંબઇવાલા શેઠ નવરોજી જમશેદજી વાહાડયાજીએ આતશ દાદગાંની એક દરેમેહેર બંધાવેલી છે. પણ બીલીમોરામાં એક આતશ આદરીયાનની જરૂર જણાવાથી બીલીમોરાવાલા શેઠો દાદાભાઈ ધનજીભાઇ અને સોરાબજી શાપુરજીએ રૂ.૧૯૭૯૦નો ખરચ કરી એ જુની દરેમેહરની પાસે બીજું એક નવું મકાન બંધાવી તેમાં આતશ આદરીયાન રોજ ૯ મો માહ ૯ મો સને ૧૨૬૮ ને દીને પરથ્યાં છે. એનો ચાલુ ખરચ અનજુમનને હશતકથી થાય છે પણ તેનાં નીભાવ ખરચ સારૂ રૂ૭૦૦૦) મજકુર શેઠો દાદાભાઈ ધનજીભાઈ તથા શોરાબજી શાપુરજીએ આપ્યા છે; તેનાં વેઆજમાંથી આદરોઆંન શાહેબને બોએ દેવાનું, શુખડ તથા બતી તથા સમારકાંમ તથા સાલગરેહને દીવશે જશન બાજ એવોની તરફથી કરવા જણાવ્યું છે. એ મુજબ મકાન બાંધવાનો, અનામત મેલેલી રકમનો તથા બીજો પરચુટણ ખરચ મલીને એ નવી દરેમેહરપર રૂ ૩૦૦૦૦) તીશ હજારનો ખરચ કીધેલો જણાય છે. વળી અશલની પેલી દાદગાંવાલી શેઠ નવરોજી જમશેદજી

વાહાડયાજીની દરેમેહરનું મકાનબી પુરાણું થવાથી તે એકવાર આગલ અનજુમને સમારયું હતું તે પાછું એજ શેઠો દાદાભાઈ ધનજીભાઈ તથા શેઠ રાબજી શાપુરજી ગબાએ ફરીથી સમારી આપીને રોજ ૨૨ મો માહા ૧૨ મો યજદેજરદી સને ૧૨૭૪ ને દીને જશન કરી ખુલ્લું મેલ્યું છે.

(૪૧) એ દરેમેહર પુરાણી થવાથી નવેસરથી બંધાવીને એ દરેમેહરના મુતવલીઓ શેઠો દીનશાહ ફરદુનજી અને ભાઈઓએ રોજ ૨૬ મો માહા ૨ જો સને ૧૨૬૭ યઝદેજરદીને દીને ખુલી મેલી છે.

(૪૨) આ ભરૂચની શેઠ નારીયલવાલાની દરેમેહર રોજ ૨૩ મો માહા ૯ મો શેહેનશાહી સને ૧૨૬૫ ને દીને ફરીથી એજ શેઠ શાપુરજી સોરાબજી નારીએલવાલાનાં વારશોએ મોટા ખરચે નવેસરથી બંધાવી છે. આ દરેહમહેરનું મકાન નાખવું પડવાથી તેની આઠમણી બાજુએ શેઠ હોરમજી બાનાના બારસો શેઠો રૂશતમજી, ડોશાભાઈ અને હીરાજીએ ભેટ આપેલી જગા ઉપર બાઈ વીરબાઇજી શાપુરજી નારીએલવાલાના પુણ માટે કુટુંબીઓએ આપેલા રૂપયા માંથી બાંધવામાં આવેલો બાઈ વીરબાઈજી શા. નારીયલવાલા હોલ રોજ ૨૫ મો માહા ૨ જો શેહેનસાહી સને ૧૨૮૬ ય. ને દીને ખુલ્લો મુકવામાં આવ્યો હતો.

(૪૩) એ દરેમેહરનું મકાન પુરાણું થવાથી ભરૂચના જાણીતાં ડુંગાજીના ખાનદાનવાલાઓએ શેઠ પેસતનજી અસલાજી ડુંગાજીને નામે રોજ ૧૦ મો માહા ૮ મો સને ૧૨૭૨ ને દીને રૂ૧૫૦૦૦) ના ખરચે ફરીથી બંધાવ્યું છે અને તેના નીભાવ ફંડને માટે બીજા રૂ૧૫૦૦૦) અલાયેદા કાઢી તરશટી નેમેઆ છે. એજ ડુંગાજી ખાનદાનવાલા આ દરેહ-મેહરનો ચાલુ ખરચ યઝદેજરદી સને ૧૨૪૨ થી કરતા આવ્યા છે. બાઇ આવાંબાઈ ખરશેદજી મં. કામાજી કાપડયાએ એ દરેહમેહરના ત્રસ્ટીઓને દરેહમેહરની સામેનું પોતાનું મકાન બાળવાની કાઠી ભરવા માટે ય. સને ૧૨૭૯ ના ફરવરદીન મહીનામાં ભેટ આપ્યું હતું.

(૪૪) એ દરેમેહર અસલ ૧૧૭૩ નાં રોજ ૧૭ મો માહા ૬ ઠાને દીને શુરતવાલા શેઠ વીરજીભાઈ બમનજીએ દાદગાહની બાંધેલી હતી. એ દરેમહેરનું મકાન પુરાણું થવાથી નવેસરથી ફરીને શેઠો શોરાબજી તથા નવરોજી ફરામજી ધામત તથા મીસ્રીએ બંધાવી આપ્યું હતું અને તેમાં આતશ આદરાન સાહેબને પરઠાવી તખતનશીન કરી એ આદરીઆનની શાલગરેહને દીને ય૦ સને ૧૨૩૧ માં પાછી ખુલ્લી મેલી હતી.

(૪૫) આ ભેસાણની દરેહમેહર શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેસતનજી વાહાડયાએ પોતાના બંધેવી મરહુમ શેઠ સોરાબજી ફરામજી વાહાડયાની નઈઅતે પહેલવેહેલી પરથાવી હતી. એ દરેમેહર જુનો થવાથી તથા વસતીથી દુર હોવાથી પારસી વસતીની નજદીકમાં બીજી જગા ઉપર બીજા લોકોના ઉગરાણાથી અને એજ વાહાડયા સાહેબોની મદદથી મરહુમ શેઠ સોરાબજી ફરામજી વાહાડયાના વીધવા બાઈ બચુબાઇએ પોતાની મરહુમ દીકરી બાઈ ગુલબાઈની યાદગારીમાં નવેસરથી બંધાવી પોતાના ખાવંદ શેઠ સોરાબજી ફરામજી વાહાડયાની નઈએતે રોજ ૨૦ મો માહા ૯ મો શેહેનશાહી સને ૧૨૪૬ યઝદેજરદીને દીને પરઠાવી હતી.

(૪૬) આ મઉની દરેમેહર ફરીથી રોજ ૯ મો માહા ૬ ઠો સને ૧૨૨૮ ને દીને અનજુમનનાં ઉઘરાટથી સમારી હતી પણ તે પાછી વળી તરીજીવાર સમારીને તેનું જશન રોજ ૧૯ મો માહા ૧૨ મો સને ૧૨૫૨ યઝદેજરદીને દીને કરવામાં આવયું હતું.

(૪૭) આ મહુવાની દરેહમેહરનું મકાન બીસમાર હાલતમાં આવવાથી અંદેરીવાલા શેઠ અરદેશર ભીખાજી પટેલે પોતાના ધણીયાણી મરહુમ બાઈ રતનબાઈના પુણ માટે જુના મકાનની પાસેજ એક નવું મકાન બંધાવી આપી તેમાં જુના આતશ દાદગાહના કેબલાને પરઠાવો ખુલ્લું મુકવાની કીરીયા રોજ ૧૭ મો માહ ૨ જો સને ૧૨૮૦ને દીને કરી હતી. એ દરેહમેહરનો નીભાવ તથા મરામતનો ખરચ ત્યાંની અનજુમન કરે છે. જ્યારે જુના મકાનને શેઠ અરદેશરે દરસ્ત કરાવી આપવાથી એ જુનું મકાન મોબેદોના રહેવા માટે વાપરવામાં આવે છે.

(૪૮) રંગુનની શેઠ બેજનજી કાવશજી ખંબાતાની અસલ બાંધેલી દરેમેહરનું મકાંન પુરાંણુ થવાથી તથા નાહાનું પડવાથી શેઠો શાપુરજી અને બમનજી કાવશજી કપતાંને રૂ૩૫૦૦૦) ને ખરચે નવેસરથી બાંધી આપીને રોજ ૧૧ મો માહ ૧૨ મો સને ૧૨૬૩ યજદેજરદી એટલે કદમી રોજ ખોરદાદશાલ સને ૧૨૭૪ ને દીને પરથાવેલ છે.

(૪૯) આ દરેમેહરને ફરીથી રોજ ૨૯ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૬૫ ને દીને એજ શેઠ દારાશાહના ધણીઆણી બાઈ પીરોજબાઈએ સમારીને ઇજાવા છે, અને તેના ચાલુ ખરચ માટે પણ ગોઠવણ કરી છે.

(૫૦) લાહોરની શેઠ કુપરવાલી દરેમેહેરની પાસે એક ફંડ ઉભું કરી કામચલાઉ બીજી નવી દરેમેહેર ઉભી કરી તેમાં આતશ દાદગાહ સ્થાપીને રોજ ૯ મો માહ ૯ મો ય. સને ૧૨૮૨ ને દીને ખુલ્લી મુકી હતી પણ શેઠ અરદેશર બે. લોંબુવાલાએ પોતાની દરેહમેહરનો બધો વહીવટ અંજુમન હસ્તક સોંપવાથી નવી દરેહમેહર રોજ ૩૦ મો માહા ૧૨ મો ય. સને ૧૨૮૩ થી બંધ થઈ હતી.

(૫૧) આ ઉમરીગરવાલી દરેહમેહર તથા તેની પાસેનું મોબેદોના રહેથાનનું અનજુમનનું મકાન ઘણી બીસમાર હાલતમાં આવવાથી વડોદરાના રહીસ શેઠ મનચેરજી પેસતનજી પટેલે પોતાને ખરચે નવું મકાન બંધાવી રોજ ૨૦ મો માહ ૯ મો સને ૧૨૭૭ ને દીને ખુલ્લું મેલ્યું હતું.

(૫૨) વડોદરામાં શેઠ સીરવાઈવાળી ધરમશાલામાં એક ઓરડામાં જુદી દરેહમેહર કરવામાં આવી છે. એ બેઉ જગો રોજ ૯ મો માહા ૯ મો સને ૧૨૩૭ યઝદેજરદીને દીને તઈયાર થયાં હતાં પણ એ બંનને રોજ ૨૦ મો માહા ૨ જો સને ૧૨૩૮ ને દીને ઇજાઇ ખુલ્લાં મેલાયાં હતાં. એની મરામત માટે રૂ ૨૦૦૦ શેઠ બેરામજીએ કાઢયા હતા, તેમાં એવણે રોજ ૧૫ મો માહા ૫ મો સને ૧૨૩૯ યઝદેજરદીને દીને મુંબઈ મધે મજગામમાં પોતાના બંગલામાં દરેહમેહર પરથાવી તે દીને બીજા રૂ. ૩૦૦૦ ઉમેરી રૂપ્યા પાંચ હજાર કરી તેનું વ્યાજ કેટલાક વરસો સુધી વડોદરા ખાતે ખરચ

કરવા મોકલાવ્યું હતું, પણ તે પછી શેઠ બેરામજી તથા એ દરેહમેહર અને ધરમશાલાના વહીવટ કરનારાઓ વચ્ચે વાંધો પડવાથી તેનો મુકદમો ચાર પાંચ વરસ ત્યાંની કોરટમાં ચાલ્યા બાદ કોરટે તેને લગતો વહીવટ કરનારા ત્રણ ગ્રહસ્થોને નેમી તેઓને રૂપ્યા વગેરે સ્વાધીન કરવાનો હુકમ કીધો હતો. પણ એ મકાનોના નીભાવના રૂપ્યા વહીવટ કરનારાઓ પાસે નહીં હોવાથી તેઓમાના શેઠ દાદાભાઇ શાપુરજીએ સને ૧૮૯૨ થી ૧૯૦૬ સુધી પોતાની ગીરોથી ખરચ કરી એ મકાનોનો નીભાવ કીધો હતો. એ પછી બધું સમાધાન થવાથી શેઠ બેરામજીએ તા૦ ૩૦ મી ડીસેમબર ૧૯૦૬ ને દીને એ બેઉ મકાનોના નીભાવ માટે રૂ. ૮૦૦૦ મુંબઇની પારસી પંચાએતના ત્રસ્ટીઓને આપયા હતા કે તેનું વ્યાજ વડોદરાની કારોબારી કમીટી ઉપર મોકલવું અને તેમાથી એને લગતો યોગ્ય ખરચ કરવો. ઉપર મુજબ નકકી થવા પછી એ અગઆરી તથા ધરમશાલાની સાલગ્રેહ રોજ ૨૦ મો માહા ૨ જો સને ૧૨૭૭ ય૦ ને દીને પડી તે વખતે શેઠ બેરામજી તરફથી જશનની ક્રીયા કરાવ્યા પછી એ બેઉ મકાનો જાહેર વપડાશ માટે પાછાં ખુલ્લાં મેલવામાં આવ્યાં છે. મુંબઇની મજગામવાલી દરેહમેહર ત્યાંથી કાઢી નાખવામાં આવી છે. એ ધરમશાલા બીમાર થવાથી તેન શેઠ બેરામજી તરફથી સમરાવીને રોજ ૧૭ મો માહા ૧ લો ય. ૧૨૮૫ ને દીને ખુલ્લી મુકવામાં આવી હતી.

( ૫૩ ) આ વલસાડની દરેહમેહરનાં મકાનમાં અસલ ફકત યોજદાથરેગરીના કામ માટે હીંધોડા દસ્તુર જામાસ્પ ભાઈજીના વખતમાં હતા; તે પછી શેઠ હોરમજી ભી. ચીનાઇએ નવું મકાન ઇ. સ. ૧૮૧૯ માં બંધાવી આપ્યું હતું. શેઠ ખરશેદજી તથા જાહાંગીરજી હોરમજી ચીનાઇએ એ દરેહમેહરમાં આતશ દાદગાહ તા૦ ૧૩ મી મારચ ૧૮૪૭ ને દીને પરઠાવ્યા હતા. એ મકાન જુનું થવાથી શેઠ નવરોજી જાહાંગીરજી ગામડયાએ બીજી વધુ આજુબાજુની જગા ખરીદી તેપર નવું મકાન બંધાવી ઇજી તેમાં જુના દાદગાને પરઠીને ખુલ્લી મેલવાની ક્રીયા રોજ ૩ જો માહા ૨ જો ય. સને ૧૨૮૨ ને દીને કરવામાં આવી હતી.

( ૫૪ ) સરોડા ગામમાં યજદેજરદી સને ૧૨૩૩ની સાલમાં મુંબઈવાલા શેઠ ખરશેદજી ફરદુનજી પારેખે એક દરેહમેહરનું મકાન બંધાવી આપ્યું હતું અને ત્યાં માત્ર ધરમનું ક્રીયા કામ થતું હતું પણ દાદગાં કે આદરીયાન પરથાવેલાં નહીં હતાં, તે પછી એમ બન્યુ કે–ઉમરા ગામમાં રોજ ૨૩ મો માહ ૯ મો યજદેજરદી સને ૧૧૮૧ માં શેઠ બમનજી શોરાબજી કપાવાલાને નામની અને તેમના ખેશી શેઠ ફરામજી નાનાભાઈ ઉમરીગરે મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈના ધરમખાતાના તરશટીઓને પાછલથી આપેલી એક રકમના ઉપજતાં વ્યાજનાં ખરચમાંથી ચાલતી એક આદરીયાનની દરેહમેહર હતી પણ ત્યાં જરથોસ્તી વસ્તી ઘટી જવાથી તે ઉપયોગમા આવતી નહીં હતી. તેથી તે આદરીયાન ત્યાંથી ઉઠાવી લઇને સુરતમા માછલીપીઠની વાહડયા કુટુંબવાલી અગયારીમાં લાવી રાખવામાં આવ્યા હતાં. જેનો ચાલુ ખરચ ઉપર કહયું તેમ મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈના ધરમખાતાંના તરસ્તીઓ તરફથી કરવામાં આવતો હતો. એ જગોપરબી આદરીયાનની જરૂર નહી જણાવાથી તરસ્તીઓએ આદરીઆનને કોઈ લાયક જગા ઉપર ગોઠવવાના તજવીજમાં હતા. તેવાને ઉપલા સરોડા ગામવાલાં દરેહમેહરની અમથાં મકાનની ખબર પડી કે ત્યા એક આદરીયાનની જરૂર છે તે ઉપરથી અથોરનાનોના ગામે ગામના હદના હક ઉપરથી ઉડવાડેના અંજ્યાઉની એક જોડ શરોડાની અગીયારીમાં બોલાવીને તેવાની નાગ્રતે રોજ ૪ થો શરેહવર માહા ૧૦ મો દેહને દીને જશન કરયું હતું તે પછી રોજ ૩૦ મા માહા ૩ જો સને ૧૨૬૬ યજદેજરદીને દીને પેલાં અસલ ઉમરાગામનાં આદરાંનનાં કેબલાને નવેશરથી પરઠીને શરોડાની દરેમેહર ખુલી મેલી છે.

( ૫૫ ) આ સીગનપોરની દરેહમેહર અસલ મુંબઈવાલા શેઠ લવજી નશરવાનજી વાહાડયાએ બંધાવી હતી, તે પછી શેઠ નવરોજી જમશેદજી વાહાડયાએ રોજ ૧૭ મો માહા ૨ જો ૧૨૧૯ ને દીને બંધાવી હતી. એ દરેહમેહરની પાસે રૂ૬૦૦૦ ની કીમતે મોબેદોને રહેવા માટેનું ઘર શેઠ એદલજી કુવરજી પટેલ ખેસી બાઈ પીરોજબાઈ માણેકજી પટેલના પુણ માટે બંધાવી રોજ ૧૩ મો માહ ૧૦ મો ય. સને ૧૨૮૦ ને દીને ખુલ્લું મુકયું હતું.

( ૫૬ ) એ સુમારીની દરેહમેહર જુની થયાથી કેટલીક મુદતે ફરીથી સુતરવાલા શેઠ જમશેદજી શોરાબજી દોદીવાલાએ બંધાવી હતી. તે પછી વળી મુંબઈવાલા શેઠ કુવરજી માણેકજી મુકાદમે રોજ ૧ લો માહા ૮ મો શને ૧૨૬૧ માં આદરાન પરઠીને બંધાવી હતી. તે રેતીમાં પુરાઈ જવાથી તેઓના વારેસ શેઠ રૂશતમજી શાપુરજી મુકાદમે રોજ ૨૦ મો માહા ૪ થો સને ૧૨૩૮ માં પાછી બીજી જગાંપર બાંધીને આતશ આદરાન પરઠેઆં છે.

( ૫૭ ) મુંબઇવાલાં મરહુમ શેઠ દોરાબજી નશરવાનજી મીસતરીએ પેહલાં માત્ર ધરમ ક્રીયા માટે એક મકાન બંધાવ્યું હતું—તે વખતે ઇધોરા મુકાવેલા નહી તથા દાદગાહ પરઠાવેલા નહી હોવાથી અને એ મકાન બીસમાર હાલતમાં આવવાથી મરહુમના બેટા શેઠ દીનશાહજીએ રૂપ્યા દશ હજારનો ખરચ કરી નવેસરથી એક નવું મકાન બંધાવી તેને ઇજી તેમાં આતશ દાદગાહ પરઠવાની ક્રીયા તથા ઉપરના અરધા ભાગમાં સ્થાપવામાં આવેલી ધી દીનશાહ દોરાબજી મીસતરી લાઇબરેરી અને રીડીંગ રૂમ ખુલ્લો મેલવાની ક્રીયા રોજ ૨૧ મો માહા ૨ જો ય૦ સને ૧૨૭૯ ને દીને થઇ હતી.

( ૫૮ ) આ સુરતની શેઠ બીશનીવાલી દરેહમેહર બીશમાર હાલતમાં આવવાથી એ મકાનની ઉપજનાં વધારામાંથી તથા તેના એક મુતવલી શેઠ ફરામરોજ બેહરામજી બીશનીએ પોતાની તરફના વધુ નાણા ઉમેરી લગભગ રૂપીઆ પંદર હજારના ખરચે નવું મકાન બંધાવી આપ્યું હતું. તે તઇયાર થવાથી તેમાં એ દરેહમેહરની ૭૦ માં વરસની સાલગ્રેહને દીને યાને રોજ ૧૭ મો માહા ૪ થો ૧૨૭૧ ને દીને આતશ આદરીયાનના ગુરી કેબલાને પાછા તખનનશીન કરવામાં આવ્યા હતા.

( ૫૯ ) એ દરેહમેહર અસલમાં જમશેદજી જાઈઆ નામના એક સુરતના પારસીએ પાલીઆ ફલીઆમાં બાંધેલી હતી જેને માટે તેણે પોતાને તાહાં ફરજંદ આવે તો તે બાંધવાની માનતા કરેલી હતી તેથી તે બંધાઇ હતી. તે બીશમાર થવાથી મુંબઇવાલા શેઠ માણેકજી નવરોજી વાડીઆજીએ તથા ભાઈએ પોતાના બાવાજીના પુણને સારૂં બાંધી છે.

**જરથોસ્તી માઆબાપોને પેટે જનમેલાં બાલકોને સદરો પેહેરાવવાના કારણ-સર આશરો આપવાના ફંડમાંથી** આ સાલમાં ૮ બચ્ચાંઓને સુદરેહ પેહેરાવવા માટે, તેઓના ગરીબ માબાપોને દરેક બાળક દીઠ રૂ ૨૫ આપવામાં આવયા હતા.

**ગરીબ લાચાર જરથોસ્તીઓની છોકરીઓને પરણાવી આપવા માટે આશરો આપવાના ફંડમાંથી** આ સાલ ૩૮ છોકરીઓને પરણાવી આપવા માટે દરેક છોકરી દીઠ રૂ ૭૫ પ્રમાણે રૂ ૨૮૫૦ ની મદદ આપી હતી.

**મુકતાદને ટાંકણે દેશાવરો ખાતેનાં આંધલાં, પાંગલાં, તથા લાચાર જરથો-સ્તીઓને વેહેંચી આપવા સારૂ રૂપીઆ વાલવાના ફંડમાંથી** એ સાલ દેશાવરોના ૬૭૯ ગરીબ જરથોસ્તીઓને રૂ૮૫૧૦–૪–૦ તથા મુકતાદને ટાંકણે કોઇ પણ ઠેકાણાનાં આંધલાં, પાંગલાં તથા ગરીબ જરથોસ્તીઓને વેહેંચી આપવા સારૂ રૂપીઆ વાળવાના બીજા ફંડમાંથી જણ ૪ ને રૂ ૨૧૧ આપયા હતા. એ ગામોના નામ નીચે પ્રમાણે છેઃ–સુરત શેહેર, તથા સુરતના પરાંઓ, સુરતને લગતાં ગામો (વેસુ, સુમાલી, એલાવ, સીગનપોર, અમરોલી, ખજોદ, પાટલદેવી,) ઉદવાડા, દમણ, (નાની તથા મોટી), તારાપોર વલસાડ, ગણદેવી, સાદરવેલ, દેગામ, અગોશી, બીલી-મોરા, ચીખલી, મેથોર, દેહેણું, દેવીયર, નારગોલ, તડગામ, સરોડા, નવસારી, નવસારીને લગતાં ગામડાંઓ (તવડી, બારડોલી, મહુવા, વાડાપોસરા, વીઆરા, શીઓદપુની, હાલાવરોલી), ભરૂચ, ભરૂચને લગતું ગામ, ( અંકલેશર ), ખેરગામ, વડોદરા, ખંભાત, પારડી, પ્રતાપનગર, સોલાપોર, પુના, અને બેલગામ. ઉપલાં કારણસર ફરતી કરેલી ટીપમાં રૂ ૫૪૯ ભરાયા હતા.

**મુંબઇના લાચાર જરથોસ્તીઓને મુફત અનાજ આપવાના ફંડમાંથી** આએ સાલ.ગરીબ જરથોસ્તી જણ ૬૦ ને મુફત અનાજ અપાવયો તેના રૂ ૬૧૮–૨–૦ થયા હતા.

**દીવાનાશાલા મધેના ગરીબ લાચાર જરથોસ્તીઓની પરવરશીને લગતાં ખરચને માટે મદદ આપવાના ફંડમાંથી** શેઠ નશરવાનજી માણેકજી પીટીટના ધરમ ખાતાંને આ કામકાજે આએ સાલમાં રૂ ૧૩૬૧ આપ્યા હતા.

**ગરીબ પારસી બીમારોને હવાના ફેરફાર માટે જવા કાજે અને હડખા અથવા બીજા દરદોના ઇલાજ વીગેરે સબબો માટે મદદ કરવાના ફંડમાંથી** જણ ૫૪ ને રૂ ૨૦૯૫ ની મદદ આએ સાલમાં આપી હતી.

**મુંબઇ તથા દેશાવરો ખાતેની જરથોસ્તી જંદ અવસ્તાની નીશાલોના ફંડમાંથી** મુંબઇ અને દેશાવરો મલી ૩૨ નીશાલોમાં જંદ અવસ્તા અને જરથોસ્તી ધરમને લગતાં મુલતત્વોનું જ્ઞાન આપવામાં આવયું હતું. ઉપરી એરવદ બમનજી નસરવાનજી ધાભર એમ. એ, સાથે એ ખાતાંમાં ૪૦ શીક્ષકોને રોકયા હતા, જેઓના પગારો વીગેરેની વારષીક રકમ રૂ ૫૦૧૩–૧૧–૮ની થઇ હતી એ નીશાલો નીચે પ્રમાણે જુદા જુદા ગામો ખાતે હતીઃ– ૫ મુંબઇ, ૧ મહુવા, ૧ ભરૂચ, ૧ દેવીયર, ૧ રાજકોટ, ૧ વલસાડ, ૩ નવસારી, ૧ બારડોલી, ૧ નારગોલ, ૧ ભાઠા, ૧ વીયારા, ૧ સરોડા, ૧ ઉદવાડા, ૧ કુદીઆણા, ૧ ઇગતપોરા, ૧ સોલાપોર, ૧ ખંભાત, ૧ બદનેરા, ૧ તારાપોર, ૧ ગણદેવી, ૧ બીલીમોરા, ૧ ખેરગામ, ૧ ઓરપાડ, ૧ તડગામ, ૧ કરંજ, અને ૧ ભગવા.

**નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટની યાદગારીને સારૂ ઉભી કરેલી જરથોસ્તી મદરેસાના ફંડમાંથી** એ મદરેસાના પેહેલવી, અવસ્તા, અને સંસ્કૃત ભાષાઓના શીક્ષકો વીગેરેના આ સાલ રૂ ૫૬૪૦ થયા હતા અને વીદયારથીઓના સ્કોલર-શીપના રૂ ૧૨૧૨ થયા હતા આ સાલની સેવટે મદરેસામાં ૪૨ વીદયારથીઓ હતા. સંસ્કૃત વરગનો લાભ ૨ વીદયારથીઓએ લીધો હતો. આ સાલથી મદરેસાને લગતા ટ્રસ્ટી સાહેબોએ ઘડેલા નવા કાયદાઓ અમલમાં મેલવામાં આવયા છે.

**નામદાર સર જમશેદજી જીજીભાઇ ટ્રાન્સલેશન ફંડમાંથી** ૧૫ પુસ્તકોને નાનો મોટો આશરો આપવામાં આવયો હતો. જુદાં જુદાં પુસ્તકોને આશરો આપવા વીગેરે પાછળ એ સાલ કુલ્લે ખરચ રૂ ૪૩૯૮ નો થયો હતો. એઓમાં નીચલાં પુસ્તકો જરથોસ્તીઓની ધરમ તવા-

રીખ, સંસાર અને સાહીત્યને લગતાં હતાંઃ-શાહાનામાનું ત્રીજું વોલ્યુમ, સર જમશેદજી મદરેસા જુબીલી વોલ્યુમ, જરથોસ્તી ધરમ સંબંધી કેળવણી આપનારી મંડળી તરફથી પુરાતન ઇરાનનો ઇતીહાસ ભાગ ૨ જો, પારસી પ્રકાશ દફતર ત્રીજાનો ભાગ ૪થો તથા ૫મો, પારસી વીપયો, પેહેલવી દીનકરદનું ૧૪ મું વોલ્યમ, શાહાનામાનો ભાગ ૪ થો (એરવદ કુતારભાઇઓવાલો), અએરપતસ્તાન અનેનીરંગ સ્તાનનો અંગ્રેજીમાં તરજુમો, શાહાનામાનો ભાગ ૪થો (નાયબ દસ્તુર મીનોચેર જામાસ્પજી વાલો), ઇરાંનની ટુંકી તવારીખ, પારસી મરતયુક ભાગ ૩ જો, જરથોસ્તી ધરમનીતીનો અભયાસ અંક ૧ લો, ગુજરાતી ફીરદોશી શાહા નામુ બએતોમાં, કીસ્સે સંજાણ, ગુજરાતી શાહાનામાનુ પાંચમું વોલ્યુમ (એરવદ કુતારભાઇઓવાલું)

**બાપ વીનાના બચ્ચાં તથા વીધવાના ખાતેથી,** મુંબઇ તથા સુરતની ઓરફનેજમાં ઓરફન છોકરાઓને રખાવયા હતા, સર જમશેદજી ઇન્સ્ટીટયુશનના ઓરફન છોકરાઓને ટાઇપ રાઇટીંગ વીગેરે શીખાડવાનો ખરચ કીધો હતો, ઓરફન વીદયારથીઓને કોલેજની ફી વીગેરેની મદદ આપી હતી, તથાં વીધવાઓ અને ઓરફનોને માસીક મદદ આપી હતી તેનો કુલ ખરચ રૂ ૫૭૯૫-૧૧-૯ નો થયો હતો.

**જરથોસ્તી વીદયારથીઓને વીદયાભ્યાસ માટે મદદ કરવાના ફંડમાંથી** ચોપડીઓ ખરીદવા માટે વીદયાર્થી જણ ૬ ને મદદ આપી હતી તેનો રૂ ૨૭૨-૨-૦ નો ખરચ થયો હતો.

આ સાલ ત્રસ્ટી સાહેબોની કુલે ૨૮ મીટીંગ મલી હતી, તેમાં ૨૭ ઓફીસ ખાતે, અને ૧ ડુંગરવાડી ખાતે મલી હતી. આ સાલ પંચાયતના ખાતાંના કામકાજના શંબંધમાં નીચલા અગત્યના બનાવો બનયા હતાઃ—( ક ) શેઠ બમનજી દીનશા પીટીટે ગયા સાલમાં ત્રસ્ટી તરીકે રાજી નામું આપયું હતું તેવણની જગયાએ ધી ઓનરેબલ સર દીનશાહ ધનજીભાઇ દાવર તા૦ ૧૬-૧-૧૯૧૫ ને દીને થયલી ચુંટણીમાં ચુંટી કહડાયા હતા. ( ખ ) આપણી નામદાર બ્રીટીશ સરકારને જોડયાં મીત્ર રાજયો સાથે જાહેર કરેલી લડાઇને તા૦ ૪-૮-૧૯૧૫ ને દીને એક વરસ થયું તે દીવસે એ લડાઇમાં એ રાજયોને ફતેહ થાય તે માટે પારસી કોમ તરફથી એક બંદગી કરવામાં આવી હતી. ( ગ ) મુંબઇની જંદ અવસ્તાની નીશાલોના બાલકોને ઇનામો આપવાનો મેળાવડો તા૦ ૨૩-૯-૧૯૧૫ ને દીને કરવામાં આવયો હતો.

**નીચલાં ખાતાંઓ તરફ મદદ કાજે જરથોસ્તી સાહેબોનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.** ૧-પારસી પંચાયતના વખતો વખતના ત્રસ્ટીઓએ પોતાની નજરમાં આવે એવા જરથોસ્તીઓના ફાયદાને માટે ચુંટી કાઢેલા સખાવતી કામ યા કામોમાં વાપરવા માટેનું ફંડ, ૨-ગરીબ જરથોસ્તી બાપ વીનાના બચ્ચાં તથા વીધવાઓને મદદ કરવાનું ફંડ (આ ફંડની મકસદ આ છે કે ગરીબ જરથોસ્તી બાપ વીનાના બચ્ચાં તથા વીધવાઓને કોઇ પણ રીતે મદદ આપવી અથવા તેઓના લાભને માટે કોઇ પણ રીતે ખરચ કરવો; જેમકે બચ્ચાંઓને ઓરફનેજમાં મોકલવાનો, અથવા મા યા વાલી સાથે રહેતાં હોય તો ભરણ પોશણ અને કેળવણીનો ખરચ આપવો, અથવા વીધવાઓને વરક કલાસમાં જવા અથવા નરશીંગ શીખવા અથવા એવો બીજો ધંધો શીખવા અથવા ધંધાના ઓજારો વીગેરે લેવા માસીક અથવા ઉચક મદદ આપવી, અથવા જે ખાતાંઓ એવાં બચ્ચાંઓ અથવા વીધવાઓને મદદ આપતાં હોય તેઓને ઉચક અથવા માસીક મદદ કરવી, ૩-પારસી સંકટ નીવારણ ફંડ, ૪-ચોપાટીની ધરમશાલા મધે આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસ્તીઓને રાખીને પરવરશ કરવાનું ફંડ, ૫-મુંબઇના આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરશી કરવા માટે પગાર આપવાનુ ફંડ, ૬-મુંબઇ તથા દેશાવરો ખાતેની જરથોસ્તી જંદ અવસ્તાની નીશાલોનું ફંડ, ૭-ગરીબ પારસી બીમારોને હવાના ફેરફાર માટે જવા કાજે અને હડખા અથવા બીજાં દરદોના ઇલાજ વીગેરે સબબો માટે મદદ કરવાનું ફંડ, ૮-કુલ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંચાડવાનું ફંડ.

# ચીનના જરથોસ્તી અનજુમનનાં ધરમનાં ફંડોની વીગત.

**ટરસ્ટીઓ**—શેઠ નવરોજી હોરમજી મોદી, શેઠ દીનશાહ કાવસજી શેઠના, શેઠ ફરામરોજ પેસતનજી સરાફ, શેઠ બરજોરજી પેશતનજી મેહતા, અને શેઠ હોરમસજી ફેખશરૂ ઇરાની.

**હાંગકાંગનાં જરથોસ્તી જસટીસ ઓફ ધી પીસ**—શેઠ ફરામજી હોરમજી અરજાની.

ઉપલા ત્રસટી સાહેબો હસતક સને ૧૯૧૬ ના શાલની ચીનની જરથોસતી અનજુમનનાં નીચલાં જુદાં જુદાં ધરમખાતાંના ફંડોની કુલે પુજી ડા. ૧૧૮૫૪૯)૯૧ ની છે, તેમાંથી હાંગકાંગ, કનટાન અને વાંમપુની રવાનની જગાનો તેમજ અનજુમનનાં મકાંનોનો સરવે ચાલુ ખરચ કરવામાં આવે છે. કોઇ ગરીબ જરથોસ્તી નાચારી હાલતમાં આવ્યો હોએ તો તેને આશરો આપવામાં આવે છે. તેમજ કોઈ લાચાર જરથોસ્તીનું મરણ નીપજયું હોય તો તેનો સરવે ઘટતો ખરચ કરવામાં આવે છે. લાચાર ચીનાઓને આસરો આપવા માટે ઉભાં કીધેલાં ફંડમાંથી દર સાલ તેવા લાચાર ચીનાઓને મદદ આપવામાં આવે છે, અને ધહમબાર ફંડમાંથી દર સાલ ધહમબારનું જશન તથા ખાતું કરવામાં આવે છે.

૨૪૧૪૬)૭૧ હાંગકાંગ, કનટાન અને મકાઉનાં જરથોસ્તીઓનાં ધરમનાં ફંડ ખાતે.
૧૫૨૯૩)૫૦ લાચાર આંધલાં પાંગલાં ચીનાઓને આસરો આપવાનાં ફંડ ખાતે.
૧૦૦૨૬)૩૧ વીકટોરીયા જુબીલી પારસી ચેરીટી ફંડ ખાતે.
૪૫૬૩)૪૪ હાંગકાંગની જરથોસ્તી અનજુમનનાં ધમબારનાં ફંડ ખાતે.
૧૫૩૫૩)૯૭ શેહેનગાહીની રવાનની જગા બદલ મલેલી રકમ ખાતે.
૧૦૧૧) એમોયની રવાનની જગા ખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ નશરવાનજી નાનાભાઇ પટેલના પુણુને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ રતનજી બેહેરામજી બીસનીનાં પુણુને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ એદલજી ફરામજી કરાંણીના પુણુને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ નશરવાનજી બમનજી મોદીનાં પુણુને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ દાદાભાઇ કાવશજી તાતાનાં પુણુને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૧૦૦૦) બેહેસતનશીન શેઠ ધનજીભાઇ રતનજી બીસનીની યાદગારી કાયમ રાખવા સારૂ હાંગકાંગ, કનટાનનાં જરથોસ્તીઓએ કીધેલાં ધરમ ખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ ખરશેદજી બમનજી શેઠનાનાં પુણુને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ એદલજી નવરોજી મેહતાનાં પુણુને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૨૨૭૨)૭૩ મરહુમ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના ધણીયાંણી લેડી શાકરબાઇ તે મરહુમ શેઠ ફરામજી ભીખાજી પાંડેનાં બેટીનાં પુણુને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૯૦૯)૦૯ બેહેસતનશીન શેઠ ફરામજી દીનશાજી પીટીટ, શેહેનશાહઆનું વીકટોરીયાની જુબીલીનાં ટાંકણુંસર યુરોપ, અમેરીકા તથા જાપાનની મુસાફરી કરી હાંગકાંગ સને ૧૮૮૭ નાં સાલમાં આવયા હતા તેની યાદગારી રાખવા સારૂ આપેલી નોટને ખાતે.
૨૦૩૭)૭૮ કનટાનના જરથોસ્તીઓના ધહમબારના ફંડ ખાતે.
૫૦૦) શેઠ અરદેશર હોરમસજી ચીનાઇએ પોતાના બાવાજી, માતાજી તથા ભાઇ કાવશજીનાં પુણુને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૯૦૯)૦૯ મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં પુણુને સારૂ તેવણુની પુંજીમાંથી એવણુના વીધવા બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઈ મુંગાનાં બેટીએ આપેલા ડૉ૨૦૦૦ નાં બોમબે પોરટ ટરસટ બાંડને ખાતે.
૨૬૭૨)૭૩ મરહુમ સર દીનશાજી મા. પીટીટ બારોનેટે પોતાની યાદગારી સારૂ કીધેલાં ધરમખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ નશરવાનજી દાદાભાઇ ઓલીયાએ કીધેલાં ધરમ ખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ મેહેરવાનજી બેહેરામજી પાલીસવાલાએ પોતાના બાવાજી શેઠ બેરાંમજી તથા માતાજી બાઇ કુંવરબાઇનાં પુણુને સારૂ કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ એદલજી માણેકજી કાપડયાએ પોતાના બેહેસતનશીન દીકરા શેઠ અરદેશરજીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે.

૧૦૦૦) શેઠ બમનજી પાલનજી કરંજીયા ૧૮૯૮ ની ૩ જી ડીસેમબરે મુંબઇમાં હક થયા તેવણુના પુણ માટે તેવણુની પુંજીમાંથી તથા તેવણુનાં બેશીઓએ ભરેલી રકમને ખાતે.

૫૦૦) મરહુમ શેઠ જમશેદજી જામાસ્પજી ઉનવાલા તે હાંગકાંગના રૂ તથા સુતરના દલાલે પોતાના બાવાજી આ૦ જામાસપજીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ જમશેદજી જામાસપજી ઉનવાલાએ પોતાના માતાજી માણેકબાઇ તે આ૦ એદલજી દોરાબજી કોટવાલના બેટીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે.

૩૩૮૨)૫૬ બેહેસતનશીન શેઠ દોરાબજી નવરોજીએ પોતાની યાદગારી સારૂ કીધેલાં ધરમખાતે.

૧૦૦૦) શેઠ માણેકજી પેસતનજી તલાટીએ પોતાનાં મરહુમ માતાજી બાઇ મોતીબાઇ તથા મરહુમ પીતાજી પેસતનજી મેરવાનજી તલાટી તથા કાકાના દીકરા મરહુમ શેઠ સોરાબજી નશરવાનજી તલાટીનાં પુણને સારૂં કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ બમનજી બેરામજી ધનાપટેલે પોતાની દીકરી બેહેસતનશીન બાઈ બાઇમાએ તે શેઠ અરદેશર કાવશજી કામાનાં ધણીઆણીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે.

૨૫૦૦) મરહુમ શેઠ દોરાબજી નવરોજીએ પોતાના ધણીઆણી બાઇ મોતીબાઈની યાદગારી સારૂ કીધેલાં ધરમખાતે.

૭૦૦) મરહુમ શેઠ બમનજી બેહરામજી ધણાપટેલનાં પુણને સારૂ તેવણુના વીધવા બાઇ દીનબાઇએ કીધેલાં ધરમખાતે.

૧૦૦૦) શેઠ પેસતનજી ફ્રામજી ટલાટીએ પોતાના મરહુમ બાવાજી શેઠ ફ્રામજી મેરવાનજી તલાટી અને બાઇઓ બેજનજી તથા પાલનજીના પુણને સારૂ કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ જમશેદજી જામાસજી ઉનવાલા તે હાંગકાંગના રૂ, સુતરના દલાલનાં પુણને સારૂં તેવણુનાં બાણેજ મરહુમ બાઇ જાહાંગીર નવરોજી કાતરકે કીધેલાં ધરમખાતે.

૫૦૦) બેહેસતનશીન શેઠ એદલજી શાપુરજી લાહેરના પુણને સારૂ તેવણુના વીધવા બાઇ શીરીનબાઇએ કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ જાહાંગીરજી પેસતનજી ખરા[illegible]નાં પુણને સારૂ તેવણુની પુંજીમાંથી કીધેલાં ધરમખાતે.

૨૫૦૦) મરહુમ શેઠ બેહરામ આદર ધરાની કંડારીએ પોતાનાં તા૦ ૧ લી જુલાઇ ૧૯૦૧ ની તેરીખના વીલમાં ફરમાવ્યા મુજબ તેવણુનાં અને તેવણુનાં બેશીઓનાં પુણને સારૂ તેવણુનાં એકઝીક્યુટર શેઠ ફ્રામજી હોરમજજી અરજાંનીએ ઉઘાડેલાં ધરમખાતે.

૫૦૦) શેઠ ધનજીભાઇ દોરાબજીએ પોતાના મરહુમ બાવાજી શેઠ દોરાબજી નવરોજીની યાદગારી• કાયમ રાખવા કીધેલાં ધરમખાતે.

૧૦૦૦) મરહુમ શેઠ દોરાબજી નવરોજીના પુણને સારૂ તેવણનાં બેશીઓએ કીધેલાં ધરમખાતે.

૧૫૦૦) બેહેસતનશીન શેઠ દોરાબજી નવરોજીની યાદગારી કાયમ રાખવા સારૂ હાંગકાંગ, કંટાનનાં જરથોસ્તીઓએ કીધેલાં ધરમખાતે.

૫૦૦) બેહેસતનશીન શેઠ હોરમજજી નવરોજી કરંજીઆના પુણને સારૂ તેવણુની પુંજીમાંથી તથા તેવણુના બેશીઓએ કીધેલાં ધરમ ખાતે.

૫૦૦) બેહેસ્તનશીન શેઠ હોરમજી મેરવાનજી મેહેતાના પુણને સારૂ તેવણુના વીધવા બાઇ કુંવરબાઇએ કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ દોરાબજી નવરોજીની યાદમાં એવણુના દીકરા શેઠ ધનજીભાઈએ પોતાની અને પોતાના માતાજી અને બેશીઓ તરફથી કીધેલાં ધરમખાતે.

૫૦૦) બેહેસતનશીન શેઠ નવરોજી પાલનજી કાતરકના પુણને સારૂ તેવણુના દીકરા મરહુમ શેઠ જાહાંગીરજી નવરોજી કાતરકે કીધેલાં ધરમખાતે.

૫૦૦) બેહેસતનશીન શેઠ જાંગીરજી નવરોજી કાતરકના પુણ સારૂ એવણુની પુંજીમાંથી એવણુના માતાજી બાઇ પીરોજબાઇ નવરોજી કાતરકે કીધેલાં ધરમખાતે.

૧૦૦૦) શેઠ ધનજીભાઇ દોરાબજીએ પોતાનાં ધણીઆણી બાઇ ગુલબાઈની યાદગારી સારૂ કીધેલાં ધરમખાતે.

૫૦૦) બેહેસતનશીન શેઠ અરદેશર નશરવાનજી મોદીના પુણ્ય સારૂ કીધેલાં ધરમખાતે.
૫૦૦) મરહુમ શેઠ બમનજી હીમજીભાઇ બાટલીવાલાના પુણ્ય સારૂ તેવણના દીકરાઓ રૂસતમજી, ફેખશરૂ, શીયાવક્ષ તથા દીકરી બાઇ ખરશેદબાઇએ કીધેલાં ધરમખાતે.
૭૦૦) મરહુમ શેઠ સોરાબજી બેરામજી ભાભાએ પોતાના મરહુમ બપાવા કુંવરજી હોરમજી ભાભાના પુણ્ય સારૂ કીધેલાં ધરમખાતે.
૭૦૦) મરહુમ શેઠ અરદેશર હોરમજી ચીનાઇનાં પુણ્ય સારૂ તેવણની પુંજીમાંથી કીધેલાં ધરમખાતે.
૫૦૦) મરહુમ શેઠ હોરમજી નશરવાનજી કુપરના પુણ્ય સારૂ તેવણની પુંજીમાંથી કીધેલાં ધરમખાતે.
૫૦૦) મરહુમ શેઠ પેસતનજી એદલજી ખંબાતાનાં પુણ્ય સારૂ તેવણની પુંજીમાંથી કીધેલાં ધરમખાતે.
૭૦૦) મરહુમ શેઠ ફેખશરૂ અરદેશર ચીનાઇના પુણ્ય સારૂ તેવણની પુંજીમાંથી કીધેલાં ધરમખાતે.
૫૦૦) મરહુમ શેઠ ધનજીભાઇ દોરાબજીના પુણ્ય સારૂ તેવણના ધણીયાણી બાઇ ગુલબાઇએ કીધેલાં ધરમખાતે.
૭૦૦) મરહુમ શેઠ ભીમજીભાઇ ફરામજી કાવારાનાં તથા બાઇ જીવણબાઇ ભી. કાવારાણુનાં પુણ્ય સારૂ તેવણનાં દીકરાઓ ધનજીભાઇ તથા ફરામજી ભી. કાવારાનાએ કીધેલાં ધરમ ખાતે.
૫૦૦) મરહુમ બાઇ દીનબાઇ વીકાજી સોલીનાના પુણ્ય સારૂ તેવણના દીકરાઓ ફરામજી, રૂસતમજી અને રતનશાહે કીધેલાં ધરમખાતે.
૫૦૦) મરહુમ શેઠ શોરાબજી નવરોજી કરંજ્યાનાં પુણ્ય સારૂ તેવણની પુંજીમાંથી તેમજ તેવણનાં ખેશીઓએ કીધેલાં ધરમખાતે.
૫૦૦) મરહુમ શેઠ દોરાબજી નાનાભાઇ મેહતાના પુણ્ય સારૂ કીધેલાં ધરમખાતે.
૫૦૧) શેઠ નોશીરવાન બમનજી કરંજ્યાએ પોતાનાં મરહુમ બાવા બમનજી પાલનજી કરંજીયાને નામની કનટાનમાં નવી ઇમારત નામે "બમનજી બીલડીંગ" બંધાવી તેની ખુશાલીમાં કીધેલાં ધરમખાતે.

---

૧૧૮૫૪૯)૮૧

## ધરમના મકાનો.

હાંગકાંગ મધે જરથોસ્તી અનજુમનના ખરચે એક જાહેર મકાન બાંધવામાં આવેલું છે જેમાં સર અવસરે બેઠકો તથા ધરમને લગતી કીરીઆ કામો વીગેરે કરવામાં આવે છે. તેમજ એ મકાનમાં એક લાયબ્રેરી જરથોસ્તીઓના વપરાસ સારૂં છે.

મરહુમ શેઠ દોરાબજી નશરવાનજી કામાજીએ પોતાના ખરચે વામપુ મધેની જરથોસ્તી અંજુમન હસ્તકની રવાંનની જગો ઉપર એક બંગલો બંધાવી અંજુમનના વપરાસ સારૂં બક્ષેશ કીધો છે.

બેહેસતનશીન શેઠ ખરશેદજી શાપુરજી બનાજીના પુણને સારૂં તેવણના કેટલાક દોસતોએ કીધેલાં ફંડ મધેથી એ મરનારની યાદગારી કાયમ રાખવા સારૂં વાડી ૧) મકાઉ મધે જરથોસ્તી અનજુમનને એનાયત કીધેલી તે કામમાં નહી આવવાથી તે વેચી તેને બદલે મકાઉ મધે વેચાતું લીધેલું પરાઆ ગરામડી ઉપરનું ઘેર ૧ છે, જેમાં જરથોસ્તીઓને પોતાની તબીયતના સુધારા અરથે ઉતારો આપવામાં આવે છે.

લેડી માણેકબાઈ તે સર હોરમસજી નવરોજજી મોદીનાં ધણીયાણી હાંગકાંગ મધે લાંબો વખત રહી સને ૧૮૮૯ માં મુંબઈ સીધારયાં તે શુભ ટાંકણાંની યાદગારી હાંગકાંગમાં જાલવી રાખવાના હેતુથી હાંગકાંગની અશો રવાનની જગા ઉપર ખુશનુમાં દેખાવનો સફેદ મારબલનો ફુવારો ૧ તથા તેને લગતું પાણીનું બાંધકામ, શોભઈતી લોઢાંની બેઠકો તથા પથરની પાકી બાંધણીનો ગંજાવર મેહેરાબ સાથનો લોખંડનો દરવાજો ૧ મલી સરવે પોતાને ખરચે બાંધી અંજુમનને ભેટ આપ્યું છે.

ઉપર જણાવેલાં સરવે મકાનોની મેનેજ અનજુમનનાં એક ટ્રસ્ટી તથા આનરરી સેક્રેટરી હસ્તકથી થાએ છે.

# કલકતાની જરથોસ્તી અનજુમનના ધરમના ફંડોની વીગત.

ટ્રસ્ટીઓ—શેઠ નવરોજી જામાસ્પજી અરજાની, શેઠ ખરશેદજી હી. મા. રૂશતમજી અને શેઠ એદલજી પેસતનજી ગજદર—એવોને હસતક નીચલાં ફંડો ચાલે છે અને તેની બાકી રકમ સને ૧૯૧૯ ના શાલની નીચે મુજબ છે:—

૨૨૩૮૧) ૫) ૧ કલકતાની જરથોસ્તી અનજુમનના ધરમનું ફંડ.

૧૫૯૧૨) ૮) ૭ કલકતાના દોખમાની આસપાસની તથા તેની બહારના બગીચાવાલી અંજુમનની આખી જગાપર પુરણી કરવા તથા દોખમાં તથા દીવાલ વગેરેની મરામત કરવાનું ફંડ.

૧૯૬૯૦) ૬) ૫ મરહુમ શેઠ રૂશતમજી કાવસજી બનાજીના ગહમબારનું ફંડ.

૧૫૯૯૯) ૧) ૧૧ શેઠ બેહરામજી જીજીભાઇ કલકતાના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવાનું ફંડ.

૮૫૦૦) ૦) ૦ સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટના ધરમખાતે.

૧૦૦૦) ૦) ૦ બેહેસતનશીન શેઠ કાવશજી દીનશાજી પીટીટના પુણને સારૂ તેવણના છોકરાઓ શેઠો હોરમશજી, ખરશેદજી, અરદેશર તથા શોરાબજીને નામે તેઓના બપાવા સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ બેહેસતનશીન શેઠ મેરવાનજી કાવશજી દીનશાજી પીટીટના પુનને સારૂ તેવણના બપાવા સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે આપેલી નોટ.

૧૦૦૦) ૦) ૦ શેઠ બેરામજી જીજીભાઇ સી. એસ. આઈ. ના ધરમખાતે.

૧૦૦૦) ૦) ૦ શેઠ ફરામજી મનચેરજી બુમલાએ પોતાની દીકરી બેહેશતનશીન બાઇ ગુલબાનુંના પુનને સારૂ આપેલી નોટ.

૧૦૦૦) ૦) ૦ મુંબઇવાલા શેઠ કાવશજી બેજનજી કરાણીએ મરહુમ દીકરી બાઇ જીવનાઇજી તથા તેણીના દીકરા મરહુમ શેઠ બમનજી અરદેશર મોદીના પુનને સારૂ આપેલી નોટ.

૧૦૦૦) ૦) ૦ મરહુમ શેઠ કાવશજી ધનજીભાઇ પાંઉવાલાના પુણ સારૂ દીકરા શેઠ શોરાબજીએ આપેલી નોટ.

૨૦૨૨૬) ૮) ૫ શેઠ બેરામજી જીજીભાઇ સી. એસ. આઇ. એ આપેલી નોટ.

૧૦૦૦) ૦) ૦ શેઠો અરદેશરજી તથા જાંગીરજી નસરવાનજી મોદીએ પોતાના બેહેસતનશીન મુરંબીજી નસરવાનજી બમનજી મોદીના પુનને સારૂ આપેલી નોટ.

૧૦૦૦) ૦) ૦ શેઠ કાવસજી બેજનજી દસતુરે આપેલી નોટ.

૧૦૦૦) ૦) ૦ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના નબીરા બેહેસતનશીન શેઠ અરદેશર કાવસજી પીટીટના પુનને સારૂ કીધેલાં ધરમખાતે.

૨૫૦૦) ૦) ૦ હાંગકાંગ, કનતાંન તથા મકાઉના જરથોસ્તી અનજુમનના ધરમખાતે.

૧૦૦૦) ૦) ૦ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના ધણીઆણી લેડી સાકરબાઇ તે મરહુમ શેઠ ફરામજી ભી. પાંડેના પુનને સારૂ કીધેલાં ધરમખાતે.

૧૫૦૦) ૦) ૦ શેઠ ફરામજી મ. બુમલાએ માતાજી બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ મનચેરજી બુમલાખાઉના વીધવાની યાદગારી કાયમ રાખવા સારૂ કીધેલાં ધરમખાતે.

૧૯૫૦) ૭) ૫ ધી ઓનરેબલ સર દીનશાજી મા. પીટીટ બારોનેટ ઝોરાસ્ત્રીયન લાઇબ્રેરીનું ફંડ.

૧૨૧૩૭) ૧) ૧ સર દીનશાજી માણે. પીટીટ બારોનેટે લાઇબ્રેરીના આશ્રા માટે આપેલી નોટ.

૩૫૦૦) ૦) ૦ મરહુમ લેડી સાકરબાઇ દીનશાજી પીટીટ તે શેઠ ફરામજી ભીખાજી પાંડેના બેટીના પુણ સારૂ ધણી સર દી. મા. પીટીટ બારોનેટે તથા છોકરાંઓએ કીધેલાં ધરમખાતે.

૧૦૦૦) ૦) ૦ કલકતાની જરથોસ્તી અનજુમન તરફથી લાઇબ્રેરીના ફંડમાં ભરાયેલા નાણાં મધેથી લીધેલી નોટ ખાતે.

૫૦૦) ૦) ૦ મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટના પુણને સારૂ તેવણની પુંજીમાંથી એવણના વીધવા બાઈ દીનબાઇ તે મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ મુંમાના બેટીએ આપેલી નોટ.

૧૦૨૬) ૦) ૦ બેહેસતનશીન બાઇ નવાજબાઈ તે શેઠ રતનજી પાલનજી મીસતરીના બેટીના પુનને સારૂ કીધેલાં ધરમખાતે.

૧૪૧૭૧) ૩) ૯ કલકતાના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવા વધુ માણસો બોલાવી રાખવાના અતરેની અનજુમને ઉભું કીધેલું ફંડ.

૧૦૦૦) ૦) ૦ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે કલકતાના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવા વધુ માણસો રાખવાના અનજુમને ઉભા કીધેલાં ફંડમા આપેલી નોટ.

૫૦૯) ૦) ૦ બાઇ પીરોજબાઇ જમશેદજી માદને પોતાના મરહુમ માતાજી બાઇ દીનબાઈ તે ગુ૦ શેઠ નવરોજી કાવશજી મીનવાલાના ધણીઆણીના પુનને સારૂ આપેલી નોટ.

૧૦૦૦) ૦) ૦ શેઠ મેરવાનજી નાનાભાઈ મેહેતાએ પોતાના બેહેસતનશીન ધણીઆણી બાઈ નાલીબાઇના પુણને સારૂ આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ મરહુમ શેઠ રતનજી પાલનજી મીસતરીના પુણને સારૂ તેવણુની પુંજીમાંથી તેવણુના વીધવા બાઇ ગુલબાઈ તે મરહુમ શેઠ જીવનજી ઉકરજી દારૂવાલાના બેટીએ આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ મરહુમ શેઠ રૂસતમજી નવરોજી પટેલની યાદગારી કાયમ રાખવા સારૂ એવણના વીધવા બાઇ ડોશીબાઇએ આપેલી નોટ.

૫૦૯) ૦) ૦ શેઠ જમશેદજી ફરામજી માદને પોતાના મીત્ર મરહુમ શેઠ કુંવરજી બમનજી ગજદરના પુનને માટે આપેલી નોટ.

૨૩૭) ૧) ૯ કલકતાના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવા સારૂ ગાડી મંગાવી તેનું ફંડ.

૨૦૦૦) ૦) ૦ બેહેસતનશીન બાઈ શીરીનબાઇ તે શેઠ રૂસતમજી ધનજીભાઇ મેહેતા સી. આઇ. ઇ. ના ધણીઆણીના પુનને સારૂ આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ શેઠો ફરામજી મનચેરજી તથા હીરજીભાઇ મનચેરજીએ મરહુમ માતાજી બાઇ રતનબાઇ તે ગુ૦ શેઠ મનચેરજી ખુમલાખાઉના ધણીયાણીના પુન સારૂ આપેલી નોટ.

૭૦૦) ૦) ૦ મરહુમ શેઠ માણેકજી રૂસતમજી તથા તેવણુના ધણીઆણી બાઈ સાકરબાઇ માણેકજી રૂસતમજીના પુનને સારૂ કીધેલાં ધરમખાતે.

૮૧૫) ૦) ૦ મરહુમ શેઠ કેખશરૂ દાદાભાઈ રૂ. બનાજીના પુણ માટે તેવણુની પુંજીમાંથી ભાઈ શેઠ ફરામજી દાદાભાઈ બનાજી તથા એહનો બાઇ શીરીનબાઇ સોરાબજી શાતીન તથા બાઇ જરબાઇ કાવસજી માણેકજી રૂશતમજીએ આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ શેઠ ફરામજી મનચેરજી ખુમલાખાઉએ પોતાના વહુ મરહુમ બાઇ શીરીનબાઇ તે શેઠ રૂસતમજી ફરામજી ખુમલાખાઉના ધણીયાણીના પુન સારૂ કીધેલાં ધરમખાતે.

૭૧૨૬)૧૦)૧૦ મરહુમ શેઠ માણેકજી રૂસતમજી બનાજીની યાદગારી કાયમ રાખવા કલકતાની ધરમશાળાનું ખાતું.

૨૬૧૫) ૦) ૦ શેઠ જમશેદજી ફરામજી માદને, ખેશીઓએ તથો દોસતોએ પોતાના સગા તથા મીત્ર મરહુમ શેઠ રતનજી નવરોજી મીનવાલાના પુનને માટે આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ શેઠ અરદેશરજી નશરવાનજી મોદીના પુનને સારૂ કીધેલાં ધરમખાતે.

૫૦૦) ૦) ૦ મરહુમ શેઠ અરદેશરજી નશરવાનજી મોદીના પુનને સારૂ ધરમશાળાને માટે કીધેલાં ધરમખાતે.

૬૫૧) ૮) ૩ બાઇ પીરોજબાઇ જમશેદજી માદને પોતાના મરહુમ ભાઇ રતનજી નવરોજી મીનવાલાની યાદમાં આપેલી નોટ.

૧૦૦૦) ૦) ૦ મરહુમ શેઠ દીનશાહ ભીખાજી બામજીના પુનને માટે આપેલી નોટ.

૬૦૭૪)૧૨) ૬ શેઠ ફરામજી મનચેરજી ખુમલાખાઉ અસલ નવસારી મલેસર વાડી મોહલાના વતની તે હાલ કલકતાના રહીશે મરહુમ સખી વજુદ પરદુખભંજન મુરંબીજી રૂસતમજી જમશેદજી જીજીભાઇની યાદગારી કાયમ રાખવા કીધેલાં ધરમ ખાતે.

૩૭૬૨) ૦) ૦ શેઠ જમશેદજી ફરામજી માદને દારજીલીંગની આરામગાહની જગાના ખરચ યાને નીભાવ ફંડ માટે આપેલા રૂ ૩૦૦૦ ના ધરમખાતે.

૧૦૧૫) ૦) ૦ શેઠ કાવશજી માણેકજી રૂશતમજી તથા એવણુના દીકરીઓ બાઇ ભીખાઇજી, ખરશેદબાઇ તથા મેહેરબાઇએ મરહુમ બાઈ જરબાઇ તે શેઠ કાવશજી માણેકજી રૂશતમજીના ધણીઆણીના પુણ સારૂ આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ મરહુમ શેઠ હોરમશજી નશરવાનજી કુપરના પુણ સારૂ આપેલા રૂ ૫૦૦ નું ખાતું.
૩૦૪૫) ૬) ૩ બાલીઆગતાની આરામગાહની જગાપર અશો ફરોહરની આરાધના કરવાનું ફંડ.
૨૦૦૦) ૦) ૦ મરહુમ શેઠ કાવસજી ધનજીભાઈ ગજદરના પુન સાર આપેલા રૂ૨૦૦૦ ના ખાતે.
૩૦૦૦) ૦) ૦ મરહુમ શેઠ પેશતનજી એદલજી ગજદરના પુણ સાર આપેલી રૂ૩૦૦૦ ની નોટ.
૨૦૦૦) ૦) ૦ મરહુમ શેઠ પેશતનજી એદલજી ગજદરના પુણ સારૂ આપેલી રૂ૨૦૦૦ ની નોટ.
૫૦૦) ૦) ૦ શેઠ માણેકજી દીનશા માજુ તથા કુટુંબે મરહુમ શેઠ સોરાબજી દોરાબજી માંજુના પુણ સારૂ કીધેલા ધરમખાતે.
૫૦૦૦) ૦) ૦ મરહુમ શેઠ સોરાબજી દોરાબજી માજુના પુણ સારૂ કીધેલા ધરમ ખાતે.
૧૦૦૦) ૦) ૦ મરહુમ શેઠ કુવરજી દોરાબજી માજુ તથા સોરાબજી દોરાબજી માજુના પુણ સારૂ કીધેલા ધરમખાતે.
૫૦૦) ૦) ૦ મરહુમ શેઠ સોરાબજી દોરાબજી માજુની યાદગારી કાયમ રાખવા એઓનાં ખેશીઓએ કીધેલાં ધરમખાતે.
૧૨૨૪) ૦) ૦ મરહુમ શેઠ ફરામજી પશતનજી નાલાદારૂ તથા શેઠ બેરામજીફરામજી નાલાદારૂના પુનને સારૂ કીધેલાં ધરમખાતે.
૬૦૦) ૦) ૦ શેઠ કાવશજી પાલનજી ખટાઉએ પોતાની યાદગારી કાયમ રાખવા કીધેલા ધરમખાતે.
૩૦૦૦) ૦) ૦ મરહુમ શેઠ કુવરજી એદલજી ગજદરના પુનને સાર કીધેલાં ધરમખાતે.

# પોસ્ટ ખાતાંને લગતી જાણવાજોગ વીગતો.

## હીંદુસ્તાનમાં કાગલો, પોસ્ટ કારડો, રેજીસ્ટર કાગલો, સેમપલો, પારસલો, વરતમાન પતરો, બુક પોસ્ટ પર મરાતાં સ્ટાંપનો દર નીચે પ્રમાણે છેઃ—

### પોસ્ટ કારડ.*

| | કીંમત. |
|---|---|
| એકવડો ... ... ... | ૧ દોહોડયું |
| જવાબ સાથનો ... ... | ૨ દોહોડયાં. |

### કાગલો.

| | |
|---|---|
| એક તોલા સુધી વજનના ... | ૨ દોહોડયાં. |
| એકથી વધુ અને દશ તોલા સુધી | ૧ આનો. |
| દશ તોલા ઉપરાંત બીજા દરેક દશ તોલા અથવા તેની અંદરના વજન માટે વધુ ... ... | ૧ આનો. |

### બુક પોસ્ટથી, ચોપડી ચોપાન્યાં અને નમુના મોકલવા માટે.

| | |
|---|---|
| દશ તોલા સુધી ... ... | ૨ દોહોડયાં. |
| દશ તોલા ઉપરાંત બીજા દરેક દશ તોલા અથવા તેની અંદરના વજન માટે વધુ ... | ૨ દોહોડયાં. |

### રેજીસ્ટર કરેલા વરતમાન પત્રો.

| | |
|---|---|
| ૮ તોલા સુધી ... ... | ૧ દોહોડયું. |
| ૮ થી વધુ અને ૪૦ તોલા સુધી | ૨ દોહોડયાં. |
| તે ઉપરાંત દર ૪૦ તોલા દીઠ | ૨ દોહોડયાં. |

### પારસલો.

| | કીંમત. |
|---|---|
| ચાલીસ તોલા સુધી ... .... | ૨ આના. |

તે ઉપરાંતના દર ચાલીસ તોલા માટે ૨ આના વધુ તે ૪૪૦ તોલા સુધી.

| | |
|---|---|
| ૪૪૦ તોલા અથવા તેથી ઓછા વજનના કોઈપણ પારસલને રેજીસ્ટર કરાવવાની ફી ... ... | ૨ આના |
| ૪૪૦ થી ૪૮૦ તોલા સુધીના વજનના પારસલના ... ... | રૂ. ૩. |

તે પછીના દર ચાલીસ તોલા દીઠ ૪ આના વધુ તે ૮૦૦ તોલા સુધી પણ ૪૪૦ તોલાથી વધુ વજનનું દરેક પારસલ ફરજયાત રેજીસ્ટર કરાવવુંજ જોઇશે અને તે માટે બે આના વધુ થશે. પારસલો માટે લવાજમ આંગ ઉપરજ ભરવો જોઇશે.

કાગલો, બુક પોસ્ટ વગેરે રેજીસ્ટર કરવાની ફી ૨ આના.

રેજીસ્ટર કરેલી ચીજ હીંદુસ્તાનમાં જે ધણી ઉપર મોકલવી હોય, અને તેના હાથની સહી પોંહોચ તરીકે મોકલનાર ધણીને જોઈતી હોય તો એક આનો વધારે પડે છે.

જે કાગલ, પેકેટ યા ખાનગી બનાવટના પોસ્ટ કારડ ઉપર લવાજમ આગલથી મુદલજ ભરયો નહી હશે તો તે માટે બેવડો લવાજમ લેવામાં આવશે, તથા અધુરો ભરયો હશે તો અધુરી રકમ બેવડી માંગવામાં આવશે.

### ખાનગી બનાવટના ટપાલના પોસ્ટ કારડો.

* ખાનગી બનાવટનાં પોસ્ટ કારડની સરનામાવાળી બાજુએ જે કાંઇ લખાણ, જાહેર ખબર વગેરે મુકવું હોય તે સરનામાવાળી બાજુના ફકટ ડાબા હાથપરના અરધા ભાગપરજ હોવું જોઇએ અને માલેકના નામ અને સરનામા શીવાય જમણા હાથ પરના અરધા ભાગપર કંઈપણ લખેલું છાપેલું અથવા બીજી રીતે દરશાવેલું હોવું જોઈએ નહી. એવા કારડની સરનામાવાળી બાજુનો જો લખાણ વગેરે માટે ઉપયોગ કરવો હોય તો તે બાજુનો એક ઉભી લીટી દોરી એવી રીતે વીભાગ કરવો કે લીટીની જમણી બાજુએ આખી જગ્યાનો ઓછામાં ઓછો અરધો ભાગ રહે. ખાનગી બનાવટના પોસ્ટ કારડો વધુમાં વધુ સાડાપાંચ ઇંચ લાંબા અને સાડાત્રણ ઇંચ પોહલા અને કમીમાં કમી પોણા પાંચ ઈંચ લાંબા અને ત્રણ ઇંચ પોહલા સાઇઝમાં હોવા જોઇએ અને તે ટીકીટવાળા કારડો જેટલાજ જાડા હોવા જોઇએ.

## સાધારણ સ્થાનીક મની ઓરડર તથા વેલ્યુ પેએબલ પોસ્ટથી જણસો મોકલવા માટેની સરકારની હકસાઇ.

હીંદુસ્તાનમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે ટપાલ મારફતે નાણું વાલવા તથા વેલ્યુ પેએબલ પોસ્ટથી જણસો મોકલવા માટે નીચલા ભાવે કમીશન લેવામાં આવે છે:—

| | | | |
|---|---|---|---|
| પાંચ રૂપયા સુધી... ... | ૧ આનો | પંદર રૂપયા સુધી... ... ... | ૩ આના |
| દશ રૂપયા સુધી ... ... | ૨ આના | પંદરથી વધુ અને પચીસ રૂપયા સુધી | ૪ આના |

રૂ. ૨૫ થી વધુ રકમોના ઓરડરો ઉપર કમીશન લેતા દર રૂપયા પચીસની આખી રકમ દીઠ ચાર આના ગણવામાં આવે છે, અને વધારાની રકમ જો પાંચ રૂપયાથી વધુ નથી હોતી તો તે ઉપર માત્ર એક આનો વધુ, દશ રૂપયા વધુ હોય છે તો તે ઉપર બે આના અને ૧૫ રૂપયા વધુ હોય છે તો તે ઉપર ત્રણ આના તથા પંદરથી વધુ માટે ચાર આના વધુ લેવામાં આવે છે. દાખલા તરીકે રૂ. ૫૫ નો મની આરડર મોકલવો હોય તો દર પચીસ રૂપયા પાછલ ચાર આના મલી આઠ આના અને બાકી રહેલા પાંચ રૂપયા ઉપર એક આનો વધુ લેવામાં આવે છે. જયારે રૂપયા ૬૦ ના મની આરડરપર દશ આના અને રૂપયા ૬૫ ના મની આરડરપર અગ્યાર આના પણ રૂપયા ૬૫ થી વધુ અને રૂપયા ૭૫ સુધીના મની આરડરપર બાર આના લેવામાં આવે છે. એકજ મની ઓરડરમાં રૂ૬૦૦ થી વધુ રૂપયા લેવામાં આવતા નથી.

**વેલ્યુ પેએબલ પોસ્ટ મારફતથી** પારસલો, કાગજો, બુક પેકેટો, પોલીસીઓ, બીલડીંગો રેલવેની રસીદો, ઇત્યાદી જે ધણીને પોહોંચાડી તેની પાસેથી તેનાં નાણાં મેળવવાં હોય તો તે ઉઘરાવી આપવાનું કામ પોસ્ટ ખાતું બજાવે છે. મોકલવાની વસ્તુ ઉપર તેને જોઇતી ટપાલની ટીકીટ લગાડયા પછી અને તેની જેટલી કીંમત વસુલ કરવી હોય તેનાં આંકડા સાથે ટપાલ ખાતાંને સ્વાધીન કરયા બાદ, ટપાલ ખાતું તે વસતુ તે ધણીને પોંહોચાડી આંકડા પ્રમાણે તેની પાસેથી પઇસા વસુલ કરે છે અને તે પઇસા તે વસતુ મોકલનાર આસામીને લાવી આપે છે, અને તેના ઉપર પોસ્ટ ખાતું કમીશન લે છે. તે કમીશનનો દર ઉપર જણાવવા મુજબ મની ઓરડરના કમીશનના દરની બરાબરજ છે અને એ કમીશનના જેટલા પઇસા થાય તેટલી કીંમતની વધુ પોસ્ટની ટીકીટો મોકલવાની વસતુ ઉપરજ મારવી જોઇશે. જો મોકલેલી વસતુ લેનાર ધણી નહીં રાખે તો તે મોકલનાર ધણીને પાછી પુગાડવામાં આવે છે, અને તે માટે કશું દામ લેવાતું નથી. પણ તેના ઉપર ટપાલનો જે દર ભરયો હોય તે રદ થાય છે. વેલ્યુ પેએબલ માટે કાંઇબી દાવો કરવો હોય તો તે મોકલ્યાની તારીખથી ૬ મહીનાની અંદર કરવો જોઇએ. પોસ્ટ ઓફીસ એ પછી કોઇબી રીતે જોખમદાર રહેતી નથી.

## તાર મારફતે મોકલવાના મનીઆરડર માટે તારના સંદેશાનો તથા હકસાઇનો દર.

હીંદુસ્થાનમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે તાર મારફતે મોકલવામાં આવતો મની ઓરડર જેટલી રકમનો હોય તેટલી રકમ ઉપરનું કમીશન એક સાધારણ સ્થાનીક મની ઓરડરનું જે કમીશન હોય (ઉપર જણાવવા મુજબ) તે પરમાણે લેવામાં આવે છે. તે ઉપરાંત તારનો વધુ લવાજમબી લેવામાં આવશે. તે એમ કે તારના સંદેશામાં જેટલા શબ્દો મોકલવા લખ્યા હોય તેટલા શબ્દો ગણી જો તારનો સંદેશો એક્ષપરેસ હોય તો તેના હીસાબે અને ઓરડીનરી હોય તો તે પ્રમાણે લવાજમ લેવામાં આવે છે.

ઉપલા તારના સંદેશામાં મની ઓરડર મોકલનાર આસામી પોતા તરફનો ખાનગી સંદેશો પણ તેવા તારમાં ઉમેરી શકશે અને તેવા વધારાના શબ્દો માટે તે એક્ષપરેસ તાર હોય તો શબ્દ દીઠ બે આના અને ઓરડીનરી હોય તો શબ્દ દીઠ અરધા આનાનો વધારાનો દર લેવામાં આવે છે.

**કોઇપણ એક મની ઓરડર રૂ૬૦૦થી વધારેનો સ્વીકારવામાં નથી આવતો અને એક રૂપયાથી ઓછી રકમ સ્વીકારવામાં આવશે નહીં.**

## વીજળીક તારને લગતી જાણવાજોગ બાબતો.

સરવે તારો "સ્ટાનડર્ડ" વખત પ્રમાણે નોંધી લીધામાં આવશે, જે વખત હીંદમાં ગ્રીનીચના વખત કરતાં સાડાપાંચ કલાક આગળ, તથા મદ્રાસ વખત કરતાં નવ મીનીટ આગળ છે. બરમાહમાં ગ્રીનીચના વખત કરતાં સાડા છ કલાક આગળ, અને હીંદના 'સ્ટાનડર્ડ' વખત કરતાં એક કલાક આગળ છે.

તાર અંગ્રેજી કે દેશી, કોઇપણ ભાષામાં મોકલી શકાય છે. પણ તેનું લખાણ તો અંગ્રેજી અક્ષરોએજ કરવું જોઇએ. તાર બહુજ ખોલ્લા અક્ષરે લખવો જોઇએ, કે જેથી ભુલચુક થવાનો સંભવ રહે નહીં. તાર મેલવામાં કાંઇપણ ભુલચુક, ઢીલ વગેરે તાર ખાતું વટીક કરે તો તેનો જોખમ લેનાર તથા મોકલનારનેજ માથે છે. જે મથક ખાતે તાર મુકયો હોય ત્યાની તાર ઓફીસથી પાંચ માઇલ સુધીની હદમાં સઘળા સંદેશા તારખાતું પોતાના માણસ જોડે પોહોંચાડી આપે છે. પણ તેથી દુરની હદના સંદેશા ટપાલ મારફતે મોકલે છે. તેવી દુરની જગાએ મોકલેલા "એક્ષપ્રેસ" અથવા "ઓરડીનરી" સંદેશા, જો મોકલનાર તેને લગતો ખરચ આપે તો, તારખાતું ખાસ ખેપયા કે બીજી ગોઠવણથી પુગાડે છે. મોકલનારની મરજી હોય તો સંદેશા પરબીડામાં બીડયા વીના ખોલ્લા તાર આફીસ પુગાડે છે કે જો લેનાર ધણી તે લેવાને ના પાડે છતાં તેની મતલબથી વાકેફ થાય. જ્યારે એક સંદેશો કોઈ પણ કારણથી ઘટતે ઠેકાણે પુગી શકતો નથી ત્યારે મોકલનાર ધણીને તે બાબેની ખબર આપવામાં આવે છે. તાર ઓફીસમાં એક સંદેશો આપ્યા પછી તે ઘટતે ઠેકાણે મોકલાતો અટકાવી શકાય છે પણ જો સંદેશા ઉપરની તારની ટીકીટ સ્ટાંપ મારયાથી રદ થઈ હોય, તો તેના પઇસા પાછા આપવામાં આવતા નથી. તાર ઓફીસમાંથી જો સંદેશો રવાના થઇ ચુકેલો હોય છે, તે રદ કરવા માટે બીજો તારનો સંદેશો મેલવો પડે છે. તાર મુકનાર તથા પોહોંચાડનાર ઓફીસમાં ૭૨ કલાક સુધી તારની નકલ રહે છે, તે પછી એ નકલો કલકતે "ચેક આફીસ"માં જાય છે જ્યાં ચાર માસ સુધી તે રાખવામાં આવે છે. તાર મેલનાર અને લેનાર ધણીને દર ૧૦૦ શબ્દો દીઠ ચાર આના લઇ તેની નકલ આપવામાં આવે છે. વલી તારનો જવાબ મેળવવા માટે બી રીપલાઇ ટેલીગ્રામ મોકલી શકાય છે. તેની સમજણ એવી છે કે, જેવી જાતનાં તારમાં જવાબ મંગાવવો હોય તે પ્રમાણે પઇસા આગલથી તાર આફીસમાં લેવામાં આવે છે, અને તે વીશેની ચેતવણી તાર લેનાર ધણીને તારની સાથેજ આપવામાં આવે છે. જો લેનાર ધણી ઉતર નહી મોકલે તો બરેલા પઇસા તે લેનારનેજ રોકડા પાછા આપવામાં આવે છે.

### હીંદુસ્તાનમાં એક શેહરથી બીજે શેહર મોકલવા માટેના તારના સંદેશાના દરો.

**તાકીદના ( એક્ષપ્રેક્ષ ) સંદેશા**—સરનામા સહીત બાર શબદો માટે એક રૂપયો અને તે ઉપરના દરેક વધારાના શબ્દ દીઠ બે આના વધુ લેવામાં આવશે.

**સાધારણ ઓરડીનરી સંદેશા**—સરનામા સહીત બાર શબ્દો માટે આઠ આના અને તે ઉપરના દરેક વધારાના શબ્દ માટે અરધો આનો વધુ લેવામાં આવશે.

ઓરડીનરી કલાસના તારો રવીવાર અને તહેવારના દીવસોએ લેવામા આવતા નથી.

### વરતમાનપત્રો માટેના ખાસ દર નીચે મુજબ છે.

**તાકીદના ( એક્ષપ્રેસ ) સંદેશા**—ઉડતાળીસ શબ્દો માટે એક રૂપયો અને તે ઉપરાંતના દર ૭ શબ્દો દીઠ બે આના વધારે અને સરનામું મુફત લેવામાં આવશે.

**સાધારણ ( ઓરડીનરી ) સંદેશા**—ઉડતાળીસ શબ્દો માટે આઠ આના અને તે ઉપરાંતના દર ૭ શબ્દો દીઠ એક આનો વધારે અને સરનામાના શબ્દો મુફત લેવામાં આવશે.

વરતમાનપત્રો માટેનો એક સંદેશો એકજ મથકનાં ગમે તેટલાં વરતમાન પત્રોને પહોંચાડવામાં આવે તોપણ તે ઉપર એકજ વખતનો દર અને નૈકલ કરવાનો સો શબ્દો દીઠ ચાર આના લેખે લવાજમ પડે છે.

# યુરોપમાં ચાલતી લડાઇમાં પારસીઓએ આપેલી મદદને લગતી વીગતો.

---

યુરોપ ખાતે હાલમાં લડાઇ ચાલે છે તેમાં જોડાવવાને નામદાર બ્રીટીશ સરકારે તા૦ ૪ થી આગસ્ટ ૧૯૧૪ ને દીને લડાઈ જાહેર કરી હતી. એ વખતથીજ પારસી કોમે નામદાર બ્રીટીશ સરકારની અનેક રીતે ઉતમ સેવાઓ બજાવીને એ નામદાર તરફની પોતાની વફાદારી અને શીદાગીરી ભરી લાગણી દેખાડી આપી છે. લડાઇના સંબંધમાં આ વરસે કાઢવામાં આવેલી વોર લોન ખરીડવામાં પારસીઓએ પોતા તરફથી સારો ફાલો આપ્યો છે. કેટલાક પારસી જવાનો ખુદ લડાઇના મેદાનમાં તબીબો તેમજ બીજી રીતે નોકરી ધંધે જઇ સારી સેવાઓ બજાવે છે. આવી રીતે વફાદારી ભરેલી સેવા બજાવતાં કેટલાક ડાકટરોએ પોતાનો જાન ખોહયો છે.

લડાઇ માટે કાઢવામાં આવેલી હીંદી વોર લોનની અરજીઓ લેવાનું તા૦ ૧૫ મી જુનને દીવસે બંધ કરવામાં આવવાથી તા૦ ૧૪ મી જુનનો દીવસ "વોર લોન ડે" તરીકે મુંબઇમાં તેમજ જુદા જુદા દેશાવરો ખાતેબી ઉજવવામાં આવ્યો હતો. સરવે કોમવાળાઓ તરફથી પોતાના દેવલોમાં, મંદીરોમાં અને આતશ બેહરામોમાં ભેગા થઇ હાલના યુરોપના યુદ્ધમાં આપણી નામદાર શેહેનશાહી સરકાર અને મીત્ર રાજ્યોની સંપુરણ ફતેહ થાય એવી પ્રાથના કરવામાં આવી હતી. આ મહાન લડાઇમાં આપણી નામદાર બ્રીટીશ સરકારને જે ગંજાવર ખરચ કરવો પડયો છે તેને માટે ઉધાડવામાં આવેલી હીંદી વોર લોન ખરીડવામાં લોકોએ ઘણા ઉતસાહથી ભાગ લઈ લગભગ ૪૮ કરોડ રૂપ્યાની લોન આખા હીંદુસ્તાનમાંથી ઉભી કરવામાં આવી છે તેમાં મુંબઇનો ફાલો સુમારે ૧૩ કરોડ રૂપ્યાનો થયો હતો. એ દીવસે સાંજે નામદાર ગવરનર અને બાનુની સવારી નીકલી મુંબઇના અમુક લતાઓપરથી ફરી હતી અને લોકોએ એ નામદારોને ભારે ઉત્સાહ પુરવક વધાવી લીધાં હતાં. એ યાદગાર દીવસે પારસીઓએ મુંબઇના વાહાડયાજીના આતશબેહરામમાં, દાદીશેઠના આતશબેહરામમાં તથા બનાજીના આતશબેહરામમાં અને દરેહમેહરોમાં ભેગા મલી બંદગી કરી હતી. જુદા જુદા દેશાવરો ખાતેબી પારસીઓએ બંદગીઓ કરી હતી, તેમજ કેટલીક શાલાઓમાં મેલાવડાઓ, કોનસરટોબી કરવામાં આવ્યા હતા.

નામદાર બ્રીટીશ સરકારે જોડયા મીત્ર રાજ્યો સાથે ઇનસાફને માટે જાહેર કરેલી લડાઇને તા૦ ૪ થી આગસ્ટ ૧૯૧૭ ને દીને ત્રણ વરસ પુરાં થયાં અને આપણી નામદાર બળવાન બ્રીટીશ સરકાર તથા જોડયા મીત્ર રાજ્યોને દાદાર અહુરમઝદ કીરતીવંત ફતેહ બક્ષે અને સઘળે સુલેહ તથા શાંતી પંથરાય તે માટે આખા બ્રીટીશ શેહેનશાહતમા બધી કોમો તરફથી બંદગી કરી દુવા ગુજારવામાં આવી હતી. એ મુજબ તા૦ ૪ થી આગસ્ટ અને સનવારને દીવસે સાંજે સાડા પાંચ વાગે મુંબઇની પારસી પંચાયતના નામદાર ત્રસ્ટી સાહેબોની આગેવાની હેઠળ મરહુમ શેઠ હો. બ. વાહાડયાજીના આતશબેહરામના પાક મકાનમાં એક મોટી સંખ્યામાં જરથોસ્તીઓ તરફથી બંદગી કરવામાં આવ્યા પછી દસ્તુરજી સાહેબ દારાબજીએ પ્રસંગને અનુસરતી વાયજ કરવા બાદ નામદાર ગવરનર ઉપર જરથોસ્તી અંજુમનને નામે તારનો સંદેશો મોકલાવ્યો હતો. એજ દીને પુણા, કલકતા, રાજકોટ, નાશક, અહમદનગર, કોલંબો વગેરે દેશાવરો તથા ગામો ખાતે જરથોસ્તી કોમ તરફથી બંદગી કરી દુવા ગુજારવામાં આવી હતી.

શેઠ હોમી બરજોરજી ભરૂચાને વોલનટીયર તરીકે ૧૯૧૪ ના અકટોબરમાં ઈજીપ્ટ મોકલવામાં આવ્યા હતા. એવણે એલેક્ઝાંડરીઆ, ઈસમાલ્યા, દારદનલસ વગેરે મઠકોપર નોકરી બજાવીબા પછી ૧૯૧૬ ની શરૂઆતમાં સેલોનીકા ખાતે મોકલાવ્યા હતા. જયા એમના કામથી ખુશ થઇ

એવણના ઉપરીઓએ એમને ક્વોરટર માસતરની પદવીએ ચહડાવ્યા છે. એવણ નાનપણથી તાલીમનો શોખ ધરાવતા હોવાથી મજબુત બાંધાના છે તેથી એક તાલીમબાજ સીખ સીપાહ સાથ કુસ્તીમાં ઉતરીયા હતા. એ અખાડામાં ત્રણમાથી બે કુસ્તીમાં એવણે જીત મેલવવાથી પોતાના ઉપરીઓની શાબાશી મેલવી હતી અને એમને સરજન જેનરલ વાહાઈટ હેડે એક સોનાની ગીની ભેટ આપી હતી.

નીચલા જરથોસ્તી ડાકટરોને ઈંડીયન મેડીકલ સરવીસમાં દાખલ કરી તેઓને કામચલાઉ લેફ્ટનંટની પદવી આપવામાં આવી છે, અને લડાઇના મેદાનમાં યા જરૂર પડે ત્યાં રાખવામાં આવ્યા છેઃ—ડાકટરો ધનજીશાહ દોરાબજી મુગલ, અરદેશર દાદાભાઇ શરાફ, માણેકશાહ દાદી, પીરોજશાહ માણેકશાહ તાલીયારખાન, જાલ એદલજી ધનજીભાઇ, જમશેદજી સોરાબજી કામા, હોમી રૂસતમજી ખરશેદજી બનાટવાલા, દીનશાહ લીમજી કાકા, કેખશરૂ સોરાબજી પટેલ, સોરાબજી ખરશેદજી ન. કંત્રાકટર, ફીરોઝ પા. પેસતનજી દારૂવાળા, જાલ દીનશાહજી દારૂવાળા, સોરાબજી ફરેદુનજી બીસની, ફરામરોજ ધનજીભાઈ, નવલ માણેકજી પેસતનજી દોટીવાળા, નશરવાનજી કાવસજી અરજાની, બરજોરજી હોરમજી કામાકાકા અને નશરવાનજી ફરામજી માસતર.

મુંબઇથી તા૦ ૨૫ મી અકટોબરે ઉપડેલી પેનીનસુલર કંપનીની મેલ સ્ટીમર અરેબીયાને ટારપીડોથી ભુમધ્ય સમુદરમાં પોરટ સેદ અને મારસેલસની વચ્ચે તા૦ ૭ મી નવેમબરે દુબાડવામાં આવી હતી. એ મેલ સ્ટીમરમાં મુંબઇથી ઘણા જાણીતા અને આગેવાન ગ્રહસ્થો ગયા હતા અને તેઓ સઘલા બચી જવા પામ્યા હતા. એ સ્ટીમરમાં નીચલા પારસીઓબી હતા જેઓ સઘલા સલામત બચી ગયા હતાઃ—સર રતન જમશેદજી તાતા, તેવણના સેકરેટરી શેઠ પીરોજશાહ પેસતનજી મીસ્ત્રી, લેડી નવાજબાઈ રતન તાતા, મીસ ગુલ પોટર તે લેડી તાતાનાં કમપેનીયન, શેઠ નસરવાનજી નવરોજજી વાડીયા અને એવણના ધણીયાણી તથા ત્રણ બાળકો અને ડા૦ સોરાબ માણેકજી કાકા તે સર રતન તાતાના ડાકટર.

જાણીતા એડનવાળા ખાનદાનના નબીરા શેઠ દોરાબજી સોરાબજી કાવશજી એડનવાળા ગયા નવેમબરમાં ફ્રાનસની જંગભુમી ઉપર ઘાહેલ થવાથી બુલોની લશકરી હાસપીટલમાં ચીંતાતુર માંદગી ભોગવી સારા થયા છે. એવણની વય એકવીસ વરસની છે અને લગભગ દશ વરસ થવાં વીલાતમાં કેળવણી લેતા હતા, પણ શેહેનશાહી લશકરમાં સેવા બજાવવાની હોંશ થવાથી વેલાતની જાણીતી ઓનરેબલ આરટીલરી કંપનીમાં જોડાઇ ફ્રાનસમાં લડાઈના મેદાનમાં ગયા હતા, જયા એવણને છાતીમાં ગોળી લાગવાથી જખમ થયો હતો. આ ઓનરેબલ આરટીલરી કંપનીમાં મોટા ખાનદાની નબીરાઓનેજ દાખલ કરવામાં આવે છે અને એવા એક માન પામેલાં મંડળમાં જોડાવાની શેઠ દોરાબજીને પરવાનગી મલી તેથી ઘણું અસાધારણ માન મલેલું ગણાવું જોઇએ.

યુરોપમાં હાલમાં ચાલતી ભયંકર લડાઇ મધે નામદાર બ્રીટીશ સરકારની વફાદારી ભરેલી સેવા બજાવતા નીચલા પારસી તબીબોએ પોતાનો જાન લડાઇના મેદાનમાં ખોહયો છે.

લફ્ટનંટ દારાબશાહ રૂશતમજી ખરાસ ૨૯ વરસની વયે રોજ ૧ લો માહા ૭ માને દીને મરણ પામ્યા હતા. એવણનો જન્મ તા૦ ૨૭ મી મારચ ૧૮૮૮ ને દીને થયો હતો. એવણે મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી ગ્રાંટ મેડીકલ કોલેજમાં જોડાઇ ૧૯૧૩ માં એલ. એમ. એંડ એસ. ની પરીક્ષા પસાર કરી હતી. એ પછી સર જે. જે. હાસપીટલના કલીનીકલ રેજીસ્ત્રાર તરીકે એવણની નેમણુક થઇ હતી જે ઓધો દોઢ વરસ સુધી પોતાના ઉપરીઓના પુર સંતોષ વચે ચાલાકીથી બજાવ્યા બાદ એસીસટંટ સરજીયનની પદવીએ ચહડાવેવામાં આવ્યા હતા. તે પછી એવણને ગોકળદાસ હાસપીટલના હાઉસ સરજયન નેમયા હતા. લડાઇના મેદાનમાં એવણને ઈંડીયન મેડીકલ શરવીસમાં દાખલ કરી લેફ્ટનંટ તરીકે નેમી મોકલાવ્યા હતા, જ્યાં નવ મહીના સુધી સારી સેવા

બજાવી હતી. બગદાદથી સાત માઈલને છેટે આવેલા માહમુદયારા ખાતે તોપનો ગોળો લાગવાથી એવણનું તત્કાળ મરણ નીપજયું હતું. એવણની લાશને ટુરનાન ફેલ ખાતે ડાટવામાં આવી છે. મરહુમ મલતાવડા સ્વભાવના ભલા અને રાંક હતા.

કેપટન સોરાબ ધનજીભાઈ રતનાગર,૩૩ વરસની વયે રોજ ૧૯ મો માહા ૮ માને દીને એનત્રીક તાવથી હીંદુસતાનની વાવય સરહદ મધે ગોસાલ ઘાટમાંથી ગઝની જવાના રસતા ઉપર સીંધુ નદી ઉપર આવેલા લશકરી મથક દેરા ઈસમાયલખાન મધે મરણ પામ્યા હતા. એવણ વીલસન કોલેજ-માંથી ૧૯૦૬ માં બી. એ. માં પસાર થઇ ગ્રાંટ મેડીકલ કોલેજમાં જોડાઈ ૧૯૧૧ માં એલ. એમ. એંડ એસ. ની છેવટની પરીક્ષા પસાર કરવા પછી વેલાત ગયા હતા, ત્યાં ૧૯૧૩ માં ઈંડીયન મેડીકલ સરવીસ ( આઈ. એમ. એસ. ) ની સનદી લશકરી તબીબી પરીક્ષા તેમજ લંડનની સ્કુલ ઓફ ટરોપીકલ મેડસીનની પરીક્ષા પસાર કરી હતી. એજ શાલમાં એવણને હીંદી તબીબી નોકરીમાં નેમી અને તે પછી લેફટનંટ બનાવીયા હતા. એવણની ત્રણ વરસની નોકરી પુરી થતાને વાર થોડા મહીના ઉપર કેપટન બનાવ્યા હતા. છેલ્લાં એવણને દેરા ઈસમાયલખાન મધે ૯૪ મી રસલસ ઇનફંટ્રીના તબીબી અમલદાર નેમગ્નઃમાં આવ્યા હતા અને ત્યાં એનટરીક તાવ લાગુ પડવાથી થોડા દીવસમાં એવણનું અકાળ મરણ નીપજયું હતું. મરહુમના રવાનને લાહોર ખાતે લાવી ત્યાંની આરામઘાહમાં દફનાવવાની ક્રીયા કરવામાં આવી હતી.

કેપટન રૂશતમ હોરમજી ભરૂચા આઇ. એમ. એસ. રોજ ૧૦ મો માહા ૧૧ માને દીને લગભગ ૩૫ વરસની વયે બગદાદ મધે મરણ પામ્યા હતા. એવણે એલફીનસટન હાઇ સ્કુલમાંથી મેત્રીક થઇ ગ્રાંટ મેડીકલ કોલેજમાં જોડાઇ ૧૯૦૭ માં એલ. એમ. એંડ એસ. ની ડીગ્રી મેલવ્યા બાદ ૧૯૦૮ માં વધુ તબીબી અભ્યાસ માટે લંડન ગયા હતા. લંડન ખાતે એલ. આર. સી. પી. અને એમ. આર. સી. એસ.ની ડીગ્રીઓ મેળવીયા પછી તરત ઈંડીયન મેડીકલ સરવીસ માટેની પરીક્ષામાં પસાર થઇ કમીશન મેળવ્યું હતું. હીંદુસ્તાન આવ્યા બાદ નવસેરા અને કલકતા ખાતે ફોરટ વીલી-યમમાં એવણની નેમણુક થઈ હતી. લડાઇ જાગતા એવણ ૧૯૧૪ના આગસ્ટમાં ઈજીપટ ગયા હતા જ્યાં લડાઇમાં સારી સેવા બજાવતા ત્રણ વખત મારીયા જતા બચી ગયા હતા. આવી કીરતીવંત સેવાઓ બજાવવા માટે એવણને ઓફીસર કમાનડીંગ નેમયા હતા. એ પછી એવણ મેસોપોતેમીયા ગયા હતા અને છેલ્લા બગદાદ મધે હતા જ્યાં એવણનું અકાળ મરણ નીપજયું હતું.

હાલની મહાન લડાઇમાં ૧૫ પ્રજા ઉતરી છે જેઓ નીચલા અનુક્રમે લડાઇમાં દાખલ થઈ હતીઃ—

| | | | |
|---|---|---|---|
| ઓસ્ત્રીઆ-હંગેરી | તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૧૪ | જાપાન ... | તા૦ ૨૩ મી આગસ્ટ ૧૯૧૪ |
| સરબીઆ ... | ,, ,, ,, | ટરકી ... | તા૦ ૧ લી નવેમબર ,, |
| જરમની ... | તા૦ ૧ લી આગસ્ટ ,, | ઈટલી ... | તા૦ ૨૩ મી મે ૧૯૧૫ |
| રશીઆ ... | ,, ,, ,, | બલગેરીઆ... | તા૦ ૧૪ મી અકટોબર ,, |
| ફ્રાંસ ... | તા૦ ૩ જી ,, ,, | પોરટુગલ ... | તા૦ ૯ મી મારચ ૧૯૧૬ |
| બેલજીઅમ ... | ,, ,, ,, | રોમાનીઆ... | તા૦ ૨૭ મી આગસ્ટ ,, |
| ગ્રેટ બ્રીટન ... | તા૦ ૪ થી ,, ,, | અમેરીકા ... | એપ્રેલ ૧૯૧૭ |
| મોનટીનીગ્રો... | તા૦ ૧૨ મી ,, ,, | | |

સાત યુરોપીયન પ્રજા લડાઇમાં ઉતરી નથી તે નીચે મુજબ છેઃ—

નોરવે, ડેનમારક, ગ્રીસ, સપેન, સવીડન, સવીટઝરલેંડ અને હોલેંડ.


જાહેર ખબરો.
Advertisement.

*TELEPHONE:—OFFICE No. 264.* *TELEGRAPHIC ADDRESS GLORY BOMBAY.*
*RESIDENCE No. 1398.* Code 5th Edition A. B. C.

# MUNCHERSHAH NUSSERWANJEE CHANDABHOY

M. S. A., M. S. E. (LON.)

## ARCHITECT, ENGINEER AND SURVEYOR.

*Office-Raja Bahadur Motilals' Mansions, Apollo Street, Fort, Bombay.*

**Residence-Gowalia Tank Road, Bombay.**

**Services rendered on Moderate terms.**

In all branches of **Architecture** and **Civil Engineering Viz:—**

1. Designing in various styles of Architecture and preparing Drawings, Detail Plans, an Estimates of large Buildings, Dwelling Houses, Bungalows, Mill Buildings, Godowns, Chawls &c., and superintending the erection of the same.
2. Inspecting, Surveying, Levelling and valuing Estates, Buildings, Lands, Fields &c., and furnishing Reports and Certificates in all matters of dispute connected therewith.
3. Advising on and superintending all works of alterations and improvements (with their plans, estimates, &c., ) including Drainage works, required under the Municipal Act.
4. Advising and Reporting in all disputed questions regarding light and air.
5. Advising, Surveying and Reporting on matters relating to Fire Insurance, and preparing Fire Insurance Statements.
6. Arbitrating either by Private Reference or by an Order of a Court in matter of Dispute regarding contract of Buildings, Valuations, Boundaries of Lands or Estates &c. &c. &c.
7. Advising and preparing valuation Reports of properties, vacant land &c. coming within the Scheme of City Improvement Trust, and giving Evidence & conducting the cases before the Special Collector.

---

# મનચેરશા નસરવાનજી ચાંદાભાઇ,

એમ. એસ. એ., એમ. એસ. ઇ. (લંડન)

## આરકીટેકટ, ઇજનેર અને સરવેયર.

આફીસ--રાજા બાહાદુર મોતીલાલ મેનસનસ,
એપોલો સ્ટ્રીટ,-કોટ-મુંબઇ. ટેલીફોન નં. ૨૬૪.

**રેહેવાનું-ગોવાલીયા ટેન્ક રોડ, મુંબઇ. ટેલીફોન નં. ૧૩૯૮.**

શીલ્પશાસ્ત્ર તથા બાંધકામને લગતાં નીચે દરશાવેલાં દરેક કામો કીફાયત ભાવથી કરી આપવામાં આવશે.

૧. શીલ્પશાસ્ત્રની તરેહવાર ઢબની મોહોટી અથવા નહાની ઇમારતોના દીઝાઇન તથા રહેવાનાં મકાનો, બંગલાઓ, મીલ ઇમારતો, ગોડાઉનો, ચાલીઓ વીગેરેના નકશાઓ તથા તફશીલવાર પ્લાનો અને તે માટેના અડસટાઓ કરી આપવામાં આવશે અને એવાં સરવે બાંધકામો ઉપર દેખરેખ તથા ઉપરીપણું રાખવામાં આવશે.

૨. ઇસ્ટેટો, મકાનો, ખેતરો, જમીનો વીગેરે તપાશી તથા માપીને તેની કીંમતના અડસટા કરી આપવામાં આવશે; તથા તેને લગતા કાંઇ પણ વાંધા હશે તો તે માટેનો રીપોર્ટ કરી આપવામાં આવશે તથા સરટીફીકેટ આપવામાં આવશે.

૩. હમણાના ચાલુ મ્યુનીસીપાલ કાયદા પ્રમાણે મકાનોમાં જે ફેરફાર તથા સુધારા બાંધકામ તથા ગટર કામમાં કરવામાં આવે છે તે વીશે સલાહ આપવામાં આવશે તથા તેના પ્લાનો બનાવી આપી તે કામો ઉપર દેખરેખ રાખવામાં આવશે.

૪. હવા અને ઉજાસના સઘળા તકરારી સવાલો ઉપર સલાહ આપવામાં આવશે.

૫. આગના વીમાને લગતી બાબદો ઉપર સલાહ આપવા તથા સરવાઇ કરી રીપોર્ટ તથા નુકશાનીના સ્ટેટમેન્ટ આપવામાં આવશે.

૬. બાંધકામનાં કંટરાકટના વાંધા, જગાની હદના વાંધા, ઇસ્ટેટની કીંમતના વાંધા, ઇતયાદી પતાવવાને લગતાં લવાદીનાં કામ ખાનગી ફરમાસથી અથવા કોરટના હોકમથી કરી આપવામાં આવશે.

૭. નવા શીટી ઇમપરૂવમેન્ટ ટ્રસ્તની યોજનાના સંબંધમાં આવતી દરેક મીલકતો જેવી કે ઇમારતો, ખાલી જગા વીગેરેની બાબતો ઉપર યોગ્ય સલાહ આપીને તે મીલકતોના અડસટા બાંધી રીપોર્ટ કરવામાં આવશે તથા સ્પેશીઅલ કલેકટરની કોરટમાં પણ તે બાબતોને માટે સાક્ષી આપવામાં તથા કેસ ચલાવવામાં આવશે.

# ALLIANCE

# Assurance Company, Ld.

**(Incorporated in England.)**

*WITH WHICH IS UNITED*

## THE IMPERIAL INSURANCE COMPANY, LIMITED.

## FIRE *Established in 1824.* MOTOR.

**ASSETS EXCEED £ 26,000,000 Stg.**



(૧) મોટર કારનો બધી જાતનો વીમો ઘણુાજ કમતી ભાવે ને સઉથી સરસ સગવડ આપીને કુાં૦ ઉતારે છે.

(૨) દરેક જાતનો આગનો વીમો ભાડાં સુધાં તરીફ ભાવે, કુાં૦ ઉતારે છે.

(૩) બધી જાતના દાવા (claim) મુંબઇમાં બનતી ઉતાવળે પગાર કરવામાં આવે છે.

વધારે ખબર માટે એક પોસ્ત કાર્ડ કુાં૦ ને કોટમાં, હમમ સ્ટ્રીટ, રોજરસ સોડા વોટરવાળાની ઉપર લખશો તો તમારે ઘેરે અથવા ઑફીસે કુંપનીનો આદમી આવીને તમુને જોઈતી બધી વીગત આપશે.



*Claims settled and paid in Bombay promptly.*

**Applications for Agencies are entertained and Prospectuses with other Papers may be had on written or personal application.**

**AGENTS:—**

## THOMAS H. MOORE & CO.,

**27, Hamam Street, Fort.**

# વિદ્યા અને વ્યવહાર.

જે પ્રજા વિદ્યામાં આગળ વધે છે અને વ્યવહારમાં ધંધો-ઉદ્યોગ ઉત્સાહથી કરી શકે છે તે પ્રજા દુનિયામાં નામાંકિત નિવડે છે. વિદ્યામાં આગળ વધવું અને ધંધો— ઉદ્યોગ ઉત્સાહથી કરવો એ બન્ને બાબત શરીરની તંદુરસ્તી પુરતું કૌવત અને મગજની શકિત એઓનાપર આધાર રાખે છે.

તમારા ધ્યાનમાં હોવું જોઇએ કે, પ્રખ્યાત **આતંકનિગ્રહ ગોળીઓ** કે જે આતંકનિગ્રહ ઔષધાલયમાં તૈયાર થતાં અનેક ઔષધરત્નોમાં એક અલૌકિક પ્રકાશ ધરાવતું ઉત્તમ ઔષધરત્ન છે, જેને વગર માગણીએ અસંખ્ય ઉત્તમ સર્ટિફીકેટો મળ્યાં છે અને મળતાં રહ્યાં છે. જે પોતાના ગુણોથી અમૃતની બરોબરી કરે છે અને મનુષ્યને મૃત્યુની છાયામાંથી બચાવી લે છે અને જેનો ફેલાવો દુનિયામાં બધા દેશોમાં તેના ઉત્તમ ચમત્કારને લઇને થઇ રહ્યો છે તે ગોળીઓ શરીરને રોગ અને નબળાઇથી છુટું કરી તંદુરસ્ત બનાવે છે. શરીરને પુરતું કૌવત આપે છે અને મગજની શકિતને મજબુત કરે છે.

કિંમત. ગોળી ૩૨ ની ડબી ૧ એકનો રૂપિઓ ૧ એક.

વધારે વિગત તથા ભેટ વગેરેના નિયમો જાણવા માટે અમારૂં પ્રખ્યાત **"કામશાસ્ત્ર"** પુસ્તક અથવા તે વાંચ્યું હોય તો પ્રાઇસ લિસ્ટ મંગાવો અને માહિતગાર થાઓ.

બ્રાંચ
કાલબાદેવી રોડ,
મુંબઇ.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

આતંકનિગ્રહ ઔષધાલય.
જામનગર, કાઠીયાવાડ.

# અરદેશર ડી. વાડીયાની કું.

## અમદાવાદ અને મુંબઈ.




ઉપલાં જીનો અમારા કારખાનામાં બનાવેલા છે ને તે ઈંગ્લીસ જીનોની બરોબરી દરેક રીતે કરી શકે છે અને ભાવ ઘણો ઓછો છે. એક વખત ટ્રાયલ લીધાથી જરૂર ફાયદો થશે.

---

દમ, હાફણ, હરસ, મસા, ભગંદર, પાઠાં, બીકટ દરદોના ખાસ ઈલાજ કરનાર.

ગુમાઇ ગયલી શકતીનાં માણસોને પંદર દીવસમાં હમે ગેરંતી સાથે પાછા કઉવતવાન બનાવીએ છીએ.

ઉઘડ કેસ પણ હમો લઇશું.

એક વખત મુલાકાત લઇ ખાત્રી કરો.

## હકીમ ડોસાભાઇ ધનજીભાઇ

## મરહુમ ડા૦ અરદેશર આસાનું જાનું દવાખાનું

શેઠના ચાલ, ગ્રામ ટરમીનસ, ગ્રાંટરોડ.

# Father Muller's Charitable Institutions

*Mangalore, South Canara.,*

## HOMŒOPATHIC POOR DISPENSARY
## LABORATORY AND DEPOT
**(OPENED 1880)**

---

**Father Muller's Soleri-Bellotti**
**New Specific Remedies**
**SCHUESSLER TISSUE REMEDIES**

*General Agency in India, Burma and Ceylon for Luyties' Homœopathic Pharmacy Company; Walker Pharmacal Company and Mandel Company; Fernet-Branca; Medicated Vermouth Antagra-Lisleri for Rheumatism and Gout ( Pills 240, Rs. 15 ).*

---

All our medicines, of which we have always a fresh and large stock, are imported directly from Europe and America and, notwithstanding the present war, are sold at moderate rates.

---

*Medical advice and prescriptions gratis*

---

**Optical Room under the supervision of a Specialist; sight-testing and a large assortment of superior spectacles and eye-protectors always in stock.**

---

**Caution:**—*We have no agencies anywhere* but all medicines should be ordered directly from—

**THE REV. DIRECTOR.**

*Homœopathic Poor Dispensary*

*Kankanady P. O; Mangalore, South Canara.*

**"Guide to Health"** *As 4-Postage extra*

IN THE PRESS: **"The Twelve Schuessler Tissue Remedies"**

*Indi Translation, As. 8, Postage extra.*

*N. B. Correspondence in English only.*

# ચમત્કાર મયુખ યાને ત્રીકાળદર્શિ આયના.

## વર્તમાન, ભુત અને ભવીષ્ય જાણવાનો એક ગ્રંથ.

## (વધારા સાથની સસ્તી બીજી આવૃતી.)

બનાવનાર—**પેસતનજી જમશેદજી સઠ્ઠા.**

જનાનખાનાની બીબી, ચાંદબીબી, હાજીબાબાનાં સાહસ કરમો,
અઢારમી સદીનું હીંદુસ્તાન, શાહજાદો અને ભીખારી, ઇ. ના કરતા.

**જેના ઘરમાં ઘરડી ડોશી, તેને ન જોઇએ બ્રાહ્મણ જોષી.**
**જેના ઘરમાં ચમત્કાર મયુખ, તેને નહી વળગે ડાકણ ભુત.**

ઘરડાંઓની આ કહેવત ખરેખર સાચી છે, અને તેનેજ મળતું આ પુસ્તક છે. આ પુસતક જેના ઘરમાં હોય તેને કદી પણ ગમે તે કારણે પણ બ્રાહ્મણ જોશીને ત્યાં પઈસા ખરચીને ધકેલાપછાડા ખાવાની જરૂરજ રહેતી નથી. બ્રાહ્મણ જોશીઓ જયારે ટપકા જનમોત્રી કે હાથની રેખાઓ ઉપરથી અરધા સાચા અને અરધા ખોટા એવા વરતારાઓથી તમોને ભમાવીને ધુતે છે તયારે આ પુસતક તમોને તમારૂં સાચેસાચું ભવીશય જણાંવી દે છે. ખુબી એ છે કે માણસ જાણે પોતેજ જનમોત્રી કે ટપકા સમાન છે. કારણ કે માણસના ચેહરા, નખ, અક્ષર, આંગળાં, હાથ, શરીર ઉપરના તલ, લાંછન ઈત્યાદી જો તમો બરાબર પારખી શકો તો, તે તમારૂં નસીબ તમને ખુલ્લે ખુલ્લું કહી આપે છે. તે ઉપરાંત એમાં અનેક પ્રકારના સુખદુઃખનું આવનજાવન કેમ થાય છે તે વગેરેની સમજણ આપી છે. ટુંકમાં કહીયે તો તે એજ કે, તમે જયારે એકાદ વાર જોશી બ્રાહ્મણોને ત્યાં કાંઈક ખુલાસા મેળવવાને ઠોકબંધ પઈસા ખરચો છો, ત્યારે આ પુસતક એકવાર ખરીદ કરી રાખયું હોય તો તમોને જીંદગીભર જવાબ આપે છે, અને જોશી બ્રાહ્મણને ત્યાં જવાના ધકેલાઓ અને પઈસાના વચરથ ખરચોમાંથી ઉગારે છે. પુસ્તકમાં શું શું સમાવયું તેની ટીપ નીચે મુજબ છે:—

સવપનાના ભેદભરમો.
કેટલાંક ખરાં પડેલાં સવપન.
પ્રીતમો માટે શુકન તથા મંત્ર તંત્ર અને વશીકરણ.
વફાદાર કે બેવફા?
લગનના સગન.
ઝાડના છોડ તથા રોપાઓના ભેદભરમ.
નાના બાળકોના જનમ દીવસ તથા તેમનામાં થતા ફેરફાર ઉપરથી તેમનું ભવીશય.
પ્રાણીઓના શુકન-અપશુકન.
અક્ષર ઉપરથી મનુષ્ય પરીક્ષા.
માતાએ પોતાના બાળકમાં થતા ધ્યાન આપવાજોગ ફેરફારો
શુભ-અશુભ દીવસો—ચોકકસ કામો કયે દીવસે કરવાં અને કયે દીવસે નહી.
માણસના હાથ તથા આંગળાં ઉપરથી તેની પરીક્ષા.
શુભ-અશુભ આંકડા.

દુઃખ દરદો સાજાં કરવાના મંત્રો.
ભાગીદારનો સુખદુઃખનો ભાગીયો—કોણ અને કયારે મળશે.
ખ્રીસ્તી નવાં વરસને દીવસે ઘરનો ઉંબર કોણ ઓળાંગશે.
પરણેલી જીંદગી સુખવાસી કેમ નીવડે?
ભવીસ્ય કહેનાર પક્ષીઓ.
કુદ્રષ્ટી અને તેનું બળ.
નાનકડાં જંતુઓને માણસનાં ભાગ્ય જોડે સંબંધ
ચાંદરાતના ચંદ્રને કેમ જોશો?
ચુડેલ, ડાકણ—તેનો અમલ અને તેનાથી દુર કેમ રહેવું?
મધમાખીઓનું ડહાપણ.
મચ્છીમારો તથા દરીયામાં જનારાઓ માટે સુચના.
છેલ્લી ઘડીનો ભેદ.
શુકન-અપશુકનીયા બનાવો.
ભાગય પ્રસન કયારે થાય?
પરચુરણ ધ્યાનમાં રાખવાની સુચનાઓ.

તમારો ચેહેરો આરસી છે!
હસતરેખા ઉપરથી ભવીશય.
જુદી જુદી તીથીઓ ઉપર સારાં નરસાંનો આધાર.
માનસીક યોગવીદયા.
હજરત ભરવાનો હુનર.
હીપનોટીઝમ.
પ્રેતાવાહન—ભુતવીદયા.
પ્રશ્નો અને તેના ખુલાસા.
રમલ શુકનાવલી.
વીક્રમનું બેસતું વરસ જે વારે બેસે તે શું ફળ આપે?
સંક્રાતીનાં વાર તથા નક્ષત્રના ફળ
ગ્રહણનાં ફળ.
માસનાં વારનાં ફળ.
સુદ બીજના ચંદ્રનાં ફળ.
તીથી અને વારનાં ફળ.
રોગીની બીમારી કેવી નીવડશે.
મરણાંત સુધીની માંદગી.
આયુશય જ્ઞાન.
સ્ત્રી પુરૂશના આયુશ્યની ગણત્રી.

**કીંમત રૂ૧ ટપાલ ૦)=**

**પુસ્તક મળવાનાં ઠેકાણાં**—"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ, સાસુન બીલ્ડીંગ-બજારગેટ સ્ટ્રીટને છેડે કોટ-મુંબઇ. બજારગેટ-ઘડીયાળ સામે-વોહોરાના ઘરમાં બીજે માળે કરતા પાસેથી તથા કાલબાદેવી પ્રીનસેસ સ્ટ્રીટમાં બુકસેલર **મી૦ એલ. એમ. ઠક્કર.**




## નવી જગા ! નવી દેવલાલી !!

## નવો બહાર !!!

હવા ખાવાની હાલની મોસમ દેવલાલી છે
તારે હાલની પ્રખ્યાત જગા અમારા

ન્યુ ભગુર રોડ,

# "એડવરડ હોટેલની છે"

જયાંના ચેનજ લેવાથી તમારી તનદરોસતીના બધો
રંગજ બદલાઇ જશે. લખો વાછા
ઉતમ સેવા! સંગીન ખોરાક !! મોટા એરી રૂમો !!!

**માલેક—દી૦ કે૦ વાચ્છા.**

---

## મરડો તથા પેટનું છુટી જવું.

### ઉપલા બે દરદો માટે અકસીર ગોળીઓ !

અમોએ આજ બાર વરસનાં અનુભવ પછી આ ગોળીઓ બનાવી છે. ઘણા લોકોને ફાયદો થયો છે અને તે લોકોના આગ્રહથીજ આ ગોળીઓ જાહેર માટે વેચવા મુકી છે. બંને દરદો માટે ફકત એક ગોળી ખાધાથી પેટમાં થતો મરડો અને દુખાવો તરત નરમ પડે છે અને એ દરદ મટાડવા ૩ થી ૪ ગોળીઓ બસ છે અને જરૂર પડે તો વધારે લેવી. ગોળીઓ કેવી રીતે લેવી તેની છાપેલી સુચના ગોળીઓ ખરીદ કરનારને આપવામાં આવશે અને તેની કીમત ડજનના રૂ૧ાા રાખવામાં આવી છે ને વી. પી. જુદું.

એ ગોળી મુંબઇમાં ૧, નવરોજી ન. શરાફની કું૦, કોટ, બજાર ગેટ. ૨, રાજકોટમાં પરાંમાં મી૦ દારાશાહ પાલનજીની દુકાનેથી. ૩, મી૦ હોરમજશાહ કાવશજી, કે૦-જામાસપજી એંડ સન-રાવલપીંડી.

ગોળીઓ બનાવનાર:—

**કાવસજી તેમુલજી રાજકોટવાળા** સદર બજાર—રાજકોટ.

---

## વેચવાની છે.

.... ઉતમ ફુલ ઝાડની કલમો અમારા પા સદીથી વખણાયલા બગીચાની જેવી કે પાયરી બાર જાતની, હાફુસ ત્રણ વરસની, મોટા ફુલની ચીકુ તથા તમામ જાતના મેવાની. તાકીદે કેટલોગ મંગાવો.

**લખોઃ—પી. વી. ભીલાડવાળાને,**
**સટેશન ભીલાડ.**
**બી. બી. એનડ સી. આઈ. રેલવે.**

# "The Universal Calculator"

ON

## Interest, Commission, Brokerage, etc., With the Exchange of India, England, France, China and Japan.

---

## GOING CHEAP @ RS. 6 FOR SHORT TIME ONLY.

---

As for the merit of this original and unique work, excellent testimonials, given in the front part, have been received from banker merchants, experts and leading journals of the above countries

## TABLE OF CONTENTS.

PART—

1 Universal Interest on 1 to 1,0 ,000 from 1 to 365 days.
2 £s. into Rs. @ ex. 1/1 to 1/6 $\frac{31}{32}$ by 32nds of a penny.
3 Rs. do £s do. do. do.
4 Universal Brokerage, Commission, etc, @ $\frac{1}{4}$, $\frac{1}{2}$, $\frac{3}{4}$, and 1 to 12%
5 Do. Salaries, Wages, Rent, Income, etc, for 1 to 30 days.
6 Dols. into Rs. @ ex Rs 135 to Rs. 182$\frac{1}{2}$ per 100 Dols. by $\frac{1}{2}$ Re.
7 Rs. do. Dols do do. do.
8 Tls. do. Rs. @ ex Rs. 188 to Rs. 235$\frac{1}{2}$ per Tes. 100 by $\frac{1}{2}$ Re.
9 Rs. do. Tls. do. do. do.
10 £s. do. Dols @ ex 1/9$\frac{1}{2}$ to 20$\frac{15}{16}$ by $\frac{1}{16}$ ths of a penny.
11 Dols. do. £s. do. do. do
12 £s. do. Tls. @ ex. 2/6 to 3/2$\frac{15}{16}$ by $\frac{1}{16}$ ths of a penny.
13 Tls. do. £s. do. do. do.
14 £s. do. Fcs. @ ex. Fcs. 25.16 to Fcs. 25.39$\frac{1}{2}$ by $\frac{1}{2}$ cent.
15 Fcs. do. £s. do. do. do.
16 Fcs. do. Rs. @ ex Fcs. 1.70 to 1.70 to 1.93$\frac{1}{2}$ by $\frac{1}{2}$ cent.
1 Rs. do. Fcs. do do. do.

☞ **PIROJSHAW DINSHAW MUKADUM,**

Bookseller and Publisher, Stationer and Commission Agent,

**38, Churchgate Street, Fort, Bombay.**

# PHIROZ N. MOTABHOY & CO.,

## *No. 4, Rogay Building,*

## *APOLLO STREET, FORT, BOMBAY.*



**SOLE MANUFACTURERS**

**The Excelsior Standard Boiler Composition.**

*(Full Sun Brand)*

**NUMEROUS MANUFACTURERS OF EUROPE**

**SOLE AGENTS IN INDIA.**



**DIRECT IMPORTERS OF**

## MILL STORES & MACHINERY.

*Specialities in Leather, Hair, Extra stout Cotton.*

*Balatta & Rubber Beltings of all kinds.*



**A most reliable house for purchasing Mill stores of every description.**

**Offered all goods at Manufactures' prices.**



Please place your orders with the right Direct-importers of MILL STORES, only Imported from the manufacturers and save there by your intermediate profits, we are as Representatives in India and sell all goods at manufacturers' prices.

We offer Genuine goods as these are our specialities very well known in India.

